# ઝેરની પ્યાલી

સામાજીક વાર્તા.



કર્તા હરીલાલ છગનલાલ બુકસેલર.



મૂલ્ય બાર આના.

વધુ માટે જુઓ

સચિત્ર **અભાગીની લક્ષ્મી** સંગીત

યાને એક આર્ય બાળવિધવાની કરૂણ કહાણી

છપાય છે, સતી સરદારબા મૂલ્ય ૦-૮-૦.




છપાય છે. રાજયોગી. (ઐતિહાસિક) ૦-૮-૦

છપાઇ બહાર પડી ચુકી છે માત્ર નવ આનાની ટીકીટ બીડી

આજેજ મંગાવી લ્યો ચાર સુંદર ચીત્રો, ગ્લેઝ કાગળ પૃષ્ઠ ૮૦

— ૐ —

શ્રી સરસ્વત્યૈ નમઃ

(કરૂણરસથી ઓતપ્રોત સામાજીક નવલકથા)

# ઝેરની પ્યાલી.

—: યાને :—

## "સમાજ ત્હારે ખાતર!"

(પાને પાને આખમાથી આસુ ટપકાવતુ હિન્દુ સસારનુ
એક હૃદયસ્પર્શી સમાજચિત્ર.)

પ્રયોજક—"પુષ્પ."

—: તે :—

(રાજા ભરથરી, રગમા ભગ, વીણા વેણી, જળસમાધિ, અભાગીની
લક્ષ્મી, સરોવરની સુન્દરી ઇત્યાદિના લેખક.)

પ્રકાશક-હરીલાલ જીવણલાલ ઠક્કર.
"શ્રી નવજીવન" પુસ્તકાલય ટાવર રોડ-સુરત



પ્રથમાવૃત્તિ ઈ સ ૧૯૨૫. પ્રત ૨૦૦૦

મૂલ્ય રૂ. ૦-૧૨-૦.

# અનુક્રમણિકા. :-





મુદ્રણાલય —શ્રી "શંકર" પ્રીન્ટીંગ પ્રેસ
મુદ્રક —નારાયણરાવ લક્ષ્મણરાવ નીકમ.
મુદ્રણસ્થાન —ચૌટાના પુલ ઉપર, ટાંકી પાસે-સુરત.
પ્રકાશક —હરીલાલ જીવણલાલ ઠક્કર.
"શ્રી નવજીવન પુસ્તકાલય."
ટાવરરોડ. શ્રી કૃષ્ણ સીનેમાની બાજુમાં-સુરત.

ॐ

શ્રી

# "સમર્પણ."

રા. રા. મણીશંકર કૃષ્ણારામ વૈદ.

સુરત.

આપે મ્હારી ખાતર દિનરાત શ્રમ લઈ, વિવિધ ઉપચારોથી, નિરાશ અને ભગ્ન હૃદયમા આશાનુ અમૃત સીંચી, ઇશ્વરકૃપાએ ડગમગતી જીવન-નૌકા સ્થિર કરી, ટમટમ્ થઈ બઝાવાની અણી ઉપર આવેલા જીવન-દીપકને પુનર્જીવન બક્ષી સચેત કર્યો

એનેજ પરિણામે હુ આજે આ શારદા-સેવા જનસમાજ સમક્ષ ધરવા સદ્‌ભાગ્યશાળી થયો છુ આપનો આમા મ્હોટો હિસ્સો છે

તમારા એ પ્રેમ !

એ લાગણી !

એ વિદ્યા-નિપૂણતાથી,

પ્રેરાઇ, મુગ્ધ થઈ, આ એક સાસારિક-કૃતિ

આપશ્રીના કરકમળમા— પ્રેમપૂર્વક

"મ્હારી યાદગીરી"

તરીકે મૂકુ છુ

આશા છે કે ભવિષ્યમા આ સ્નેહ-સબધ ટકાવી રાખશો !

સમર્પનાર — "પુષ્પ"

ગમનલાલ હીરાલાલ બદામી.

**પ્રિય વાંચક !**

# "બે બોલ."

ખાસ કરીને આ ન્હાનકડા પુસ્તકમા "પવિત્ર પ્રેમ" divine love અને "પુનર્લગ્ન" Remarriage આ બેજ વિષયો ચર્ચવામા આવેલા છે અન્ય વિષયો ગૌણ હોઇ પ્રધાનપદે નથી

અયોગ્ય અને ઇચ્છાવગરના યુગલોના સબધ સધાવાથી કેવા માઠા પરિણામ આવે છે, આજની અપાતી સસ્કાર અને ચારિત્ર્યહીન અગ્રેજી કેળવણી આર્યબાળાઓને કેટલી હદ સુધી સ્વચ્છન્દતામા હડસેલી, પુષ્કળ પશ્ચાત્તાપ કરાવે છે ! આદર્શ પુરાતન ધાર્મિક કેળવણીની દેશના યુવાન બાલક બાલિકાઓને કેટલી જરુર છે ? સમાજના સકુચિત વ્યવહારને લઇને ન છૂટકે મડા સાથે મિઢળ બાધી, કન્યાને, તેમજ તેના માતાપિતાને કેટલુ સોસવુ પડે છે ? સમાજના બાળલગ્ન અને બાળવિવાહ જેવા કૂધારાને વળગી રહેતા હિન્દુ સસારમા કેટલા આપઘાત થતા અવલોકવા પડે છે ? ધન અને વૈરની આગ માણસને કેટલી હદ સુધી અયતાનીયત પ્રતિ દોરી જાય છે? પવિત્ર પ્રેમના પથીઓ કેવા હોય છે ? કેટલા આત્મભોગ દઈ શકે છે ? તદુપરાત આર્ય-રમણીઓ જો ધારે તો પાપમા પડતા પોતાના પતિદેવને પોતાની અપૂર્વ પતિ-ભક્તિથી કેવી રીતે અટકાવી શકે છે ? એ લખાઇ, ચવાઈ, જુના થયેલા વિષયો ઉપર આ એક આકર્ષક નવીન રીતે બે શબ્દ મ્હે પણ લખ્યા છે

પોતાનુ પતિવ્રત ભગ થઈ ચૂક્યુ છે, એવી વિધવાને પુનર્લગ્નની છૂટ આપવી કે નહી ? એ ભલે બાજુએ રહ્યુ, (જો કે હુ તો આવા લગ્નમા સપૂર્ણ અસમતજ છુ ) પણ ચોરીમાથી રડાપો મેળવનાર, ધણીનુ આગણુ સરખુયે ન દેખનાર, અણસમજુ, નાદાન, ઉષા જેવી અક્ષતયોનીની બાળવિધવાઓને તો સમાજે જરૂર પુનર્લગ્નની છૂટ આપવીજ જોઇએ સયમ અને વિમલ વૈધવ્યવ્રત ન પાલન થતા પાપને પથે જતી એ નાજુક નિર્દોષ બાળાઓને તો જરૂર ન્યાય મળવોજ જોઈએ

પ્રભો ! મ્હારી આ "સમાજ ! ત્હારેજ ખાતર !" લખાયલી " આપડીને જનસમાજ ન્યાય આપે ! એજ અભ્યર્થના ! સાથે પ્રણામ

ભવદીય સાહિત્ય-પ્રેમી "પુષ્પ."

આશ્વિન સુદી પ્રથમા }
સવત્ ૧૯૮૧. }

ગમનલાલ હીરાલાલ બદામી.
વાડીફળીઆ પગથીઆ શેરી સુરત.




## પુષ્પઃ—૧ લું.

### "વિષપાન".






ભુ ! ઓ પ્રભુ ! તું ક્યા છે? મ્હને નથી સમજાતુ,
કે આ ભયકર સજા મ્હને ક્યા પાપની થાય છે?

વિશ્વેશ ! ત્હારામા મ્હને શ્રદ્ધા અને વિશ્વાસ છે,
ધનવાન તેમજ નિર્ધનો બને તમારા દાસ છે
સરખુ અને સાચુ તમારૂ ન્યાય—નીતિ માપ છે,
તો પણ કહો ? શાની સજા આ ? કયુ મ્હારૂ પાપ છે?

આ અભાગીનીનું નસીબ આજે ફૂટી જનાર છે જે સૌભાગ્યના આયનામા સસારના સ્વર્ગીય સ્વપ્નાઓ જોઇ હું મલકાતી હતી, અફસોસ ! તે આજે તૂટી જનાર છે."

પ્રભાવતીએ-બાર વર્ષની બાળાએ પોતાના વસ્ત્રના કબાટમાથી એક સફેદ ભૂકીની પડીકી કાઢી કપતે હાથે એક કાચના ગ્લાસમા નાખી એમા પાણી રેડી હલાવ્યુ લગ્નને શુભ દિવસેજ આ નવ-વધૂ બાલિકા **વિષપાન** કરવાને તૈયાર થઇ ગઇ.

સૌભાગ્યની રકતરગી ઘાટડી અને કચુકી તેણે ગમે ત્યા પડી પડી, ચોળી-ચુથી નાખી હતી લગ્ન-કકણો પણ ફોડી ઠેકાણે કર્યા હતા ગણ્યાગાઠયા અલકારો પણ ઉતારી પાછા કબાટમા મૂકી દીધા. સૌભાગ્ય-ચદ્રક ભુસી નાખ્યો વેણીની લટો છોડી નાખી વાળ પીઠ ઉપર ફરફરતા કરી નાખ્યા પેલી **ઝેરની પ્યાલી** પાસેના મેજ ઉપર મૂકી. પલગ ઉપર એ દીવાની સુકોમળ બાલિકા પડી

રડી ખૂબ રડી હૃદય ઠલવાય એટલુ ઠાલવી નાખ્યુ એની આખોમા જળબિન્દુઓ પણ હવે ખૂટયા રૂદનથી અતિશ્રમિત બનેલી એની આખો પણ દુખવા લાગી-મીચાવા લાગી એને હવે આરામ જોઇતો હતો વળી કઇ યાદ આવતા એ નાદાન બાળા ઉઠી ઉભી થઇ પેલી **ઝેરની પ્યાલીને** હાથમા લીધી. બોલવા લાગી

"શાણી, સખી, હતભાગીનીને માર્ગ તુ દેખાડજે,
ભૂલી પડેલી રાકનો તુ હાથ હેતે ઝાલજે
છેવટ ગરીબોની સગી સસારમા એક તુજ છે,
રડતા અને બળતા જીગરને એક રાહત તુજ છે.

ત્હારામા જેટલા અવગુણ છે, તેટલાજ ગુણ પણ છે. જ્યારે કૈંક નિર્દોષના જીવન તુ ઝેરી બનાવે છે, ત્યારે અમારા જેવા કૈંક અભાગી પ્રાણીઓને માટે રસ્તો મોકળો કરી આપે છે.

આરામ દર્દી દીલને, છેલ્લી દવા બસ તુજ છે,
દુખી.. નિરાશ્રિત, દીનને સાચુ શરણુ ત્હારૂ જ છે.
ઓ ! હા ! ભયંકર યાદ ત્હારી અંગ અંગ ધ્રુજાવતી,
તુ ઝેરની પ્યાલી ! જીવન-દીપક બધા બૂઝાવતી.

હુંય અભાગીની છુ તેથીજ ત્હારો આશરો લઉં છુ હાય ! સમાજના પાપે આજે મ્હારે ! મ્હારી આવી નાહાન યુવાન વયમા અકાળ મ્હોતને ભેટવુ પડે છે આવ ! જીવન સખી ! આવ. આ પ્રભાની સાથે સહીપણા બાંધ ! હુ દુખી છુ ઘડી પછી મ્હને લગ્ન-ચિતામા હોમવામા આવનાર છે મ્હારે એમા નથી હોમાવુ. હુ તો છેવટનો આરામ ઇચ્છું છુ સંસાર-સુખ મ્હારે નથી ભોગવવા ! હુ કમનસીબ છુ. મ્હારા નસીબમા એ નથી લખાયા-નથી સરજાયા હુ છતે માબાપે અનાથ છુ જગત્ મ્હને ઝેર જેવુ લાગે છે જનેતાને હુ ગમે એટલી વ્હાલી હોવા છતા ! આખરે પણ છોકરીની જાત હોવાથી પ્યારી-તેમજ અકારી લાગુ છુ. પલક પછી મ્હારા પતિદેવ થનાર, મ્હારા પ્રિયપાત્ર નથી મ્હારી પસંદગીના નથી ત્યારે? માબાપની પસંદગીના છે વરનાર હુ છુ, છતા મ્હને કોઇએ પૂછ્યુ સરખુ નથી જેને આખો ભવ એની સાથે ગાળવાનો છે, તેની સલાહ કે સંમતિ પણ કોઇએ લીધી નથી તમેજ કહો ? એ અયોગ્ય ! અરૂચિકર ! અને મ્હને અંધારામા રાખી થતા લગ્ન ! મ્હને કેમ કરી ગમે ? નહીજ. અને તેટલા માટેજ...આ ."

પ્રભાવતીએ ઝેરની પ્યાલી હોઠે અડાડી. આંખો મીંચી ઘુંટડો ભરવા મોઢુ ખોલ્યુ પરન્તુ ન પી શકી તેનો હાથ ધ્રૂજ્યો. આંખો ઉઘડી ગઇ. હૃદય કંપ્યુ. તે બ્હીધી. પ્યાલી પાછી ટેબલ ઉપર ડેલાઇ.

પ્રભાવતી બે હાથોમા માથુ દાબી જમીન ઉપર ઘુટણીએ બેસી ગઇ બે હાથ જોડી તે ત્રિભુવનપતિને સ્મરવા લાગી

"ઓ જગતના તાત ! હુ શુ કરૂ ? મ્હને કઈ સમજાતુ નથી. મ્હે એવા તે શુ અઘોર પાપ કર્યા છે ? કે મ્હારે આવી નાદાન વયમાં આમ આપઘાત કરી અકાળ મૃત્યુને સ્વાધીન થવુ પડે છે ?

આ કે કસોટી ઇશ્વ ! તુ, કે પૂર્વ ભવના પાપ છે ?
યા તો સતી કે સતનો પેલા જનમનો શ્રાપ છે ?
કાચી અને કોમળ કળી આશાભરી કરમાય છે,
એને કચરતા કાળની છાતી કઠણ શરમાય છે

મૃત્યુદેવી પણ પાછી હઠે છે ત્યારે મ્હારે શુ કરવુ ? દુનિયા તો એમ કહે છે કે –

આ જન્મમા જે ભોગવો ગત જન્મના તે કર્મ છે,
મૃત્યુ પછી સાથે જનારા સત્ય, નીતિ ધર્મ છે
પરમેશને ત્યા પાપ પુણ્યો ! સત્ય ઉત્તર આપશે,
ઇતિહાસમા સારી નઠારી છાપ ચોકખી છાપશે.

એ ન્યાયી ન્યાયાધીશ કોઇનો પક્ષ ખોટો નહી કરે,
મગરૂર સત્તાધીશના સત્તાબળે એ નહી ડરે.
કગાલને અવલોકતા ધીરજ દયા ખોતો નથી,
ધનવાનના ધનની ઉપર એ ઝાખીને જોતો નથી.

અને જો આ સાચુ જ હોય, તો મ્હાર દુ:ખ જોઇ એનું અતર શાનુ દાઝે ? કારણ.—

ગત જન્મમા દેવુ કરો ! તો આ જનમમા ચૂકવો,
નિશ્વાસ કોના પર અભાગી જીવ ! એમા મૂકવો ?
સમજી વિચારીને પ્રથમ સંસારમા પગલુ ભરો,
શરૂઆતમા સંભાળવુ પાછળ વિચાર નહી કરો.

પ્રભુ ! માફ કરજો ! મ્હે પાપ કર્યુંજ હોય તો તે બદલ આ શિક્ષા હસતે મુખે મ્હારે સ્વીકારવીજ જોઇએ કર્મ-ફળ ભાવે અભાવે મને કે કમને, ઇચ્છા અનિચ્છાએ વ્હેલુ મોડુ પણ ભોગવ્યેજ છૂટકો.

ફરી પાછી તેણે ઝેરની પ્યાલી ઉપાડી. આખો મીચી હ્રદયમા પરત્માનનુ ધ્યાન ધર્યું

ઓ દયાસિન્ધુ ! દયાના ભંડાર ત્હારા ખોલજે,
બે બોલ ! સાચા ન્યાય ખાતર ! કરગરૂ છુ, બોલજે.
તોળાય તો પાછો ફરી તુ ન્યાય મ્હારો તોળજે,
દોષિત તને દેખાઉં તો પણ દયાનુ જળ ઢોળજે.

પણ ના ના હુ ભુલુ છુ આજે તો હવે —

દયાના દાન દેનારા સદાવ્રત એક પણ નથી,
"કરૂણા" શબ્દ કે'નારા દયાળુ એક પણ નથી.
-દયાળુ દીલ ખૂટયા છે, દયા દુનિયા વિષે નથી,
દયા-સાગર સૂકાયા છે, દયા નથી, દયા નથી.

ત્યારે ! ક્યા છે ? ક્યા ગઇ ?

દયાળુ દેશ આ! તેમા દયાના આજ છે ફાફા,
દયાસાગર ઉછળતા ત્યા રહ્યા દર્શન હવે ઝાખા
દયા વેચાય છે મોંધી મફત આજે નથી મળતી,
દયા સોધી નથી મળતી, દયા શોધી નથી જડતી

તો હવે એવી દયાહીન ભૂમિમા અમ જેવા અભાગીઓને તો રે'વુ પાલવેજ કયાથી? એક વખત એવો પણુ હતો, કે આજ આર્ય ભૂમિમા, આજ હિન્દુસમાજમા

દયાના ગુણુ ગવાતા'તા, દયા-સિન્ધુ ઉછળતા'તા,
અમારા દેશમા વરસાદ પણુ એના વરસતા'તા
ભર્યા ભડાર એ આજે! દયાના થઇ ગયા ખાલી,
હવે તો કર્મમા બાકી રહી છે (આ) ઝેરની પ્યાલી.

જાહોજલાલીનો સમય આ દેશનો એ વહી ગયો,
તોપણુ અમર ઇતિહાસ એ આજે હૃદયમા રહી ગયો
જૂનો જમાનો વારસામા કમનસીબી દઇ ગયો,
દાતાર મ્હારો દેશ તે પોતે ભિખારી થઈ ગયો

ભાગ્યચક્ર ફરતુ ફરે, ફરે સમય-સુકાન,
કાલે ગાદી રામને આજે સેવે રાન.

મ્હારો પણુ આ સમય છે અરેરે! પણુ આ હાથ આટલા બધા ધ્રૂજે છે કેમ? દીલ ડગમગ શાને થાય છે? હોઠ કપે છે કા? સમજી! એ સર્વને મરવાની બ્હીક લાગે છે. પણુ ઓ અભાગી અગો! તમને એ કયા ખબર છે? કે આવુ રડતુ અને બળતુ જીવન ગૂજારવા કરતા હોસથી મરવુ એ લાખ દરજ્જે શ્રેષ્ઠ છે

દુનિયાએ તજી છે, પણ તમે તો નહી તજી દેજો,
ભૂલેલી આ ભિખારણને દયાળુ! આશરે દેજો.
પિતા! પુત્રી તમારી હુ તમે સભાળતા રે'જો,
તમે ઉત્પન્ન કરી છે તો નિભાવી પણ તમે લેજો.

ભૂલો દેખાય તે ભગવન્! અમારામા તમે કે'જો,
હૃદયમા વ્હેણુ પણ વ્હે તો તમારા નામના વ્હેજો
અમો નાદાન બાળકના ગુહ્ના ના ધ્યાનમા લેજો,
ભલે દુશ્મન બને દુનિયા તમે મ્હારી તરફ રે'જો.

પ્રભુ! સમાજ! પિતા! માતા! તમે બધાય આ અભાગીની પ્રભાની જાણે અજાણે થયેલી ભૂલની માફી આપજો હુ જાઉ છુ.

પ્યારી પથારી મ્હે ગણી પરમેશ ત્હારા ઘેરની,
પ્રીતિ વિનાના લગ્ન કરતા (આ) પ્રિય "પ્યાલી ઝેરની."

પ્રભાએ ઘુટડો ભરી દીધો થોડી વારે તે જમીન ઉપર ઢળી પડી. તેની નાડી તૂટવા લાગી વિષપાન થઇ ચૂકયુ ઝે'ર પોતાની અસર ધીમે ધીમે જણાવવા લાગ્યુ. આટલી ઉગતી યુવાન વયમા પ્રભાવતીએ વિષપાન કર્યું, એ કોને માટે? "હિન્દુસમાજ! ત્હારે ખાતર!"



## પુષ્પઃ—૨ જું.

### "સમાજ ! ત્હારે ખાતર !"





"હાય ! બચાવો ! બચાવો ! મ્હારી લાડીલી પુત્રીને કોઇ બચાવો "

પ્રેમઘેલી માતા પોતાની લાડકવાયી પુત્રી પ્રભાવતીના શબતુલ્ય દેહ ઉપર પડી. તેના કપોલના તથા ગાલોના ભાગોને વારવાર ચુમી તેણે ભિજવી નાખ્યો. મરણકાંઠે પડેલી પુત્રીને આંખોમાથી દડ દડ વ્હેતા અસ્ખલિત અશ્રુ પ્રવાહમા એ વાત્સલ્ય ભરી જનની આખરનુ સ્નાન કરાવવા લાગી

"બા હુ જાઉં . છુ તુ મ્હારે માટે ન રડીશ" મરતી પુત્રીના મ્હોમાથી છેવટના ઉદ્‌ગારો બ્હાર પડયા.

"ના ! બ્હેન ! ના તુ મ્હને છોડીને કયા જાય છે ? નહી જવા દઉ" તે પ્રભાને બાઝી પડી.

"બા ! તુ મ્હને ઉગારવાના વ્યર્થ પ્રયત્નો. .હા ઓહ્ . હવે ન કરીશ જો આ શુ છે ?" પુત્રીએ માતાને જમીન ઉપર પડેલી પ્યાલી બતાવી

"શુ ? એ શુ છે બ્હેન ?"

"ઝેરની પ્યાલી ! બા ! મ્હારા જેવી હતભાગીનીઓને માટે એજ સરજાયલી છે. અનિચ્છાએ લગ્ન કરી, સદાને માટે સસાર–સુખમાં

પૂળો મૂકી, જીવનભર હૈયુ બાળવુ, અને આસુ વેરવા, એ કોણે કહ્યું ? એના કરતા આ પગલુ શુ ખોટુ ?"

"શુ ? ત્હે ઝે ર પીધુ છે ?"

"હા. બા ! ઓહૂ ! મ્હને કઇ થાય છે ઉષા તથા સુધાને ઇચ્છાવર વરાવી સુખી ક . ર જે એજ અ તિમ ..પ્રાર્થના .."

પ્રભાનો જીવન દીપક જોતજોતામા બુઝાઇ ગયો, અને તેજ પળે તેની માતા લીલાવતી પણ બેહોશ થઇ તેના શબ ઉપર ઢળી પડી તેના મુખમાથી એજ શબ્દો અ તિમ બહાર પડયા, "ઓ મ્હારી વ્હાલી પ્રભા ! બેટા ! હાય ! હિન્દુ સમાજ !"

બ સીધર શ્રીપુરનો એક સાધારણ માણસ હતો તેની પવિત્ર પત્નીનું શુભ નામ લીલાવતી હતુ સ તાનમા તેને પ્રભા ! સુધા ! અને ઉષા. એમ કેવળ ત્રણે પુત્રીઓજ હતી પ્રભાની વય તેર વર્ષની, સુધા દશ વર્ષની, અને ઉષા સાત વર્ષની હતી. મ્હોટી પુત્રી પ્રભાવતીનો વિવાહ ન્યાતના ધારા પ્રમાણે ન્હાનપણથીજ એટલે સાત વર્ષની ઉમરથીજ એક બીજવર (દ્વિતીયવર) સાથે કરી દેવામા આવ્યો હતો જ્યારે બીજી બે ન્હાની પુત્રીઓના વેવિશાળ પણ રૂઢિ અનુસાર સાત, સાત વર્ષની બાલ્યાવસ્થાથીજ અનુક્રમે ચ દ્ર, તથા અરૂણ નામના યુવકો સાથે થઇ ચૂકયા હતા કારણ ? બ સીધરની ન્યાતમા કન્યાઓ ઢગલેબ ધ હોઇ તેનો કોઇ ભાવ સરખો પૂછતુ નહી જ્યારે યોગ્ય ઉમરના છોકરાઓની તદ્દન અછત હતી સુધા અને ઉષાને સદ્‌ભાગ્યયોગે સારા યુવાન ભાવિ પતિઓની પ્રાપ્તિ થઇ હતી, જ્યારે વિધાતાના વાંકે બિચારી મ્હોટી

પ્રભાને પોતાનાથી બહુજ મ્હોટા દ્વિતીય વર સાથે બધાવુ પડયુ હતું એક વાર વિધુર (રડાયલા) થયેલા પણ ન્યાતમા મળવા મુશ્કેલ હોવાથી, તથા તેમને પણ પોતાની પુત્રીઓ આપવાની પડાપડી થતી હોવાથી, અતે હારી બિચારા બસીધરને એ ચાળીસ વર્ષનો બીજવર ઇચ્છા અનિચ્છાએ પણ પસદ કરવો પડયો હતો કારણ ? ન્યાત ન્હાનકડી હતી અને કન્યા બ્હાર દે તેને ન્યાત બ્હાર મૂકવાની પ્રથા પળાતી હતી. વળી છોકરીની જાતને તે કયા સુધી મ્હોટી થવા દેવી ? અને વળી વયમા આવતા એને સાચવવીએ દુષ્કર ! આવી આવી અત્યત અગવડો અને કારણોને વશ થઇ બિચારા બસીધરને આ સબધ કરવો પડયો હતો. જો કે તેનુ અતકરણ તેને આમ થઈ ગયા પછી અત્યત ડખતુ હતુ ! તેની આ સબધ કરવા જરાયે ઇચ્છા ન્હોતી ! પરન્તુ માણસનુ ધાર્યું આ અવનીમા થોડુજ થાય છે ?

વિવાહ કેડે પાચ વર્ષ વિત્યા પ્રભાને અગીઆર પૂરા થઇ બારમુ બેઠું વયમા આવતા તે કઇક સમજણીયે થઇ સસાર ! સ્વામી ! પ્રેમા અને લગ્ન ! એ'વા એ'વા વિષયો પણ તે થોડે અશે સમજવા લાગી એટલામાંજ સાસરીયાના સખ્ત દબાણે પ્રભાના લગન લેવાયા શુભ દિન નકકી થયો. લગ્નની ધામધુમથી આખુ ઘર ગાજી ઉઠયુ ઘરમા મગળ ગીતો ગવાવા લાગ્યા પરન્તુ બસીધરના દિલમાં અગ્નિના ભડકા બળી રહ્યા હતા તેને તો એજ થતુ હતુ કે, પ્રભા ! સાસરીયે સિધાવી સ્વામી–સુખ શુ પામશે ? હાય ! મ્હેજ મૂર્ખાએ પિતા થઇ પિશાચની ગરજ સારી છે ! કન્યાનુ સૌભાગ્ય અને સુખ મ્હેજ ટુકુ કર્યું છે મ્હેજ સ્વહસ્તે મ્હારા કુમળા ફૂલને કચરી નાખ્યુ છે !" પણ અફસોસ ! હવે તેનો ઉપાય ન્હોતો ! મને કે કમને તેનો છૂટકો ન

હતો ઉપરથી હસતા અને હરખાતા મ્હોએ તે સગાવ્હાલાની યથેચ્છ સરભરા કરી રહ્યો હતો આ બધુ કોને ખાતર? સમાજ ત્હારી ખાતર! ત્હને વળગી રહેવા માટે! ત્હારા ડરથી ત્હારી બ્હીકથી

જ્યારે એક બાજુ લીલા! કન્યાની માતા પુત્રીને પ્રથમ પરણાવવાનો શુભ પ્રસગ અને આનન્દદાયી લ્હાવો સાપડતા પોતાને ભાગ્યશાળી માની તમામ દુખો વીસરી જઇ હરખાતે હૈયે આમથી તેમ ઘરમા મ્હાલી રહી હતી, ત્યારે માતાની સાથે તેની બે ન્હાની પુત્રીઓ સુધા અને ઉષા પણ દડમડ દડબડ દોડી રહી હતી

પરન્તુ પરણનારી પ્રભાનો જીવ ઠેકાણે ન હતો. જેના લગ્નને માટે આટલી ધામધુમ અને હો–હા તથા હર્ષાનન્દ થઇ રહ્યા હતા, તેને તો ખાવાનુ સરખુયે ભાવતુ ન્હોતુ ન્હોતી તેના હૈયામા હોસ! કે ન્હોતો તેના ઉરમા કશો ઉમળકો! એકના આઠે પ્રહર ઉભરાતા હતા, તેની આખોમાથી તો ખળ ખળ ઉહ્ના આસુડા!

અને એમા અસ્વાભાવિક પણ શુ હતુ? પિસ્તાળીસ વર્ષની પ્રૌઢ વયના પતિને પરણનાર પ્રભાના વદનકમળ ઉપર પેલી લલિત–લ્હાવાના સ્વર્ગીય સ્વપ્નાની અનેરી જ્યોતિઓ તે કયાથી હોય?

લગ્નનુ શુભ મુહૂર્ત નક્કી થયા અગાઉ થોડાજ દિવસ ઉપર પ્રભાને તેની સમવયસ્ક સખીઓ તરફથી એમ ખબર મળી ચૂકી હતી, "કે પોતે જે પતિનો હસ્ત ગ્રહી–પોતાનુ સમસ્ત જીવન જેને અર્પવા તે તૈયાર થવાની છે, જેને તે પોતાની સસાર–નૌકાનો ભવસાગર તરવા સુકાની કરવાની છે, અને જેના ઉપર તે મહાન આશાઓ રાખી,

સોનેરી શમણાઓ જોઇ રહી છે, તે તેનો ભાવિ-પતિ તેના કરતા વયમા ત્રણુ ઘણી કરતાયે વિશેષ ઉમરનો છે સ્વભાવે ક્રોધી, વર્તને કંજુસ, સદ્‌ગુણરહિત અને અશકત છે" આજ વાતે ! એજ દિનેથી પ્રભાના પેટમા પથરો પડયો પરણીને સાસરે જવાના તરંગો ઉપર ચઢી મનમાંને મનમા હરખાતી પ્રભાને હવે એ વાતયાદ આવતા, અને વિફળતાજ આખોમા આસુ આવતા.

પરન્તુ શર્મ તજી નિર્લજ્જ બની તેણે આ વિષે પોતાના માતા પિતાને કશુયે ન પૂછ્યુ, કઇ પણ ન કહ્યું અંતરનુ દુખ તેણે મ્હોટુ મન રાખી અંતરમાજ સમાવી રાખ્યુ. કોઇ કને ઠાલવવાની હિમત ન ચાલી કારણ ? તે જાણતી હતી કે હુ કહીશ ! તો પણ હવે કશુ વળનાર નથી સઘળુ રધાઇ ચૂકયુ છે

લગ્નનો દિવસ નકકી થઈ ગયો, અને પ્રભાએ પોતાને આગણે જમવા પધારેલા પોતાના પતિને પોતાની સગ્ગી આખોથી ઓથે રહી જોઇ પણ લીધા સખીઓના કથનની સત્યતા તેને સંપૂર્ણ સમજાઇ તેણે પોતાને માટે પોતાનો કાર્ય-નિર્ણય લગ્નને આગલે દિવસેજ નક્કી કરી લીધો. અને તે શુ ? આપઘાત !

લગ્નને આગલે દિવસે આસુ ભરતી પ્રભા લીલાથી પકડાઇ ગઇ સોગન આપતા તેણે પોતાની માતા કને પોતાનુ તમામ હૈયુ ખાલી કર્યું પુત્રીને અન્ય સ્થળ હોય પણ કયુ ? પરન્તુ ચતુર પ્રભાએ પોતાની આપઘાત કરવાની વાત ગુપ્ત રાખી. લીલા ! સમજુ પુત્રીનુ રૂદન અને કથન બધુંયે સમજી પણ હવે શુ કરે ? તેના હાથમા થોડું હતું ? કેવળ પાસામાંજ દાબી તેણે પ્રભાને દિલાસો દીધો માતાની ભેટથી પ્રભાના જીવને કંઇક શાન્તિ મળી તેનુ ચિત્ત સ્હેજસ્હાજ

સ્વસ્થ થયું ખરૂં ! તેને હૈયે જરા ટાઢક વળી કે "મા ! મ્હારે માટે કદાચ્ ! કંઈ કરશે !" પરન્તુ એ ટાઢક ! એ શાન્તિ ! અને એ સ્વસ્થતા કેટલા વખતને માટે હતી ? ઘડી બે ઘડીને માટે !

અને પરિણામ શૂન્યજ આવ્યું લગ્નનો દિવસ આવી રહ્યો સાંજ પડી. વરઘોડો કાઢી વરરાજા લગ્નમંડપમાં આવી વિરાજ્યા પ્રભાને પણ તેની માતાએ ચૉરીમાં લઇ જવા સારી રીતે શણગારી તૈયાર કરી. આ વેળા પ્રભાના વદન ઉપર શોકના ચિહ્નો ન હતા. આછું પણ ભયાનક હાસ્ય વિલસી રહ્યું હતું, અને એ હાસ્ય છેવટનુંજ હતું. સખીવૃન્દને પ્રભા મુખ મલકાવતી માલમ પડતી, પરન્તુ એ દેખાડવાને ! ઉપર ઉપરનુંજ હતું તેનું હૃદય તો રડી રહ્યું હતું

કન્યા પધરાવવાની બૂમ પડી લીલા પ્રભાના એકાન્ત શૃંગાર-ખંડમાં દોડી શું જોયું ? લગ્નના વસ્ત્રાલંકારોથી વિભૂષિત પ્રભા જમીન ઉપર ચત્તિપાટ પડેલી હતી. તેની વાચા અને નાડી બંને તૂટી રહ્યાં હતાં નૌતમ ચીરો ચોળાઇ ગયા હતા દેહનું ભાન તેને ન હતું. તેણે સંસારને છેલ્લા પ્રણામ કરવા **સમાજને ખાતર** ! કંઠમાં **ઝેરની પ્યાલી** ઠાલવી દીધી હતી

એજ વેળા તેની માતા **લીલા** ત્યાં દોડી આવી હતી "બચાવો ! બચાવો ! ની બૂમ મારી બેહોશ થનાર એજ હતી. પ્રભા પણ માતાને પોતાના અંતિમ ઉદ્‌ગારો સંભળાવી નિર્દય જગત અને સમાજને તજી ગઇ હતી

રંગમાં ભંગ પડયો. હર્ષ પળમાત્રમાં શોકમાં પલ્ટાયો ઉજ્વળ મોઢું લઈ હરખાતા આવેલા વરરાજા કાળે મોઢે રડતા અને હાથ ઘસતા

સાજન મ્હાજન સાથે પાછા ઘર ભેગા થયા લગ્ન–ક્રિયા મરણ–ક્રિયામા પલ્ટાઈ સગાવ્હાલા ડાઘુ થયા લગ્ન–ગીતોના મધુકર નાદોને બદલે હાય ! હાય ! ના રૂદન અને કર્ણભેદી પોકારો પડી રહ્યા શુ સસારની રેંટમાળ ! શુ કુદરતની લીલા ! શુ વિધિના લેખ !

કન્યા પધરાવવાને દ્વારેથી પ્રભાનુ શબ નિકળ્યુ લગ્નમડપના મગળ વાંસોએ મરણક્રિયા વખતની અમગળ ગરજ સારી લ્હાવો લ્હાવાના ઠેકાણે રહી ગયો પૈસો પાણીમા ગયો તમામ ખેદાનમેદાન ! નુકસાન ! શુમ્સાન !

ઘડી પ્હેલા જે માતાએ પુત્રીને હરખભેર મગળ ઘાટડી પ્હેરાવતા પ્હેલા ગીતો ગાઇ ગાઇ ન્હવડાવી હતી, તેજ માતાએ કલ્પાત કરતા કરતા પુત્રીના નામનુ પોતે નાહી નાખ્યુ હિન્દુ સમાજમા "પુત્રી એટલે અળખામણી !" એ ભૂલ ભરેલી માન્યતા ! અને ક્રૂર જ્ઞાતિ–ધારાએ (બાળવિવાહ તેમજ બાળલગ્ન) બ સીધરના સુખી ઘરમાં સત્યાનાશની સળી ચાપી પરમાત્માની રચેલી એક મનોહર પૂતળી, વિશ્વ–સૌન્દર્યમાથી ઓછી થઇ બ સીધરે અને લીલાએ ! એક અણુવિકસેલી (કુમારી–કન્યા) સુમનકલિકા ! પ્રિય પુત્રી પ્રભાને ગૂમાવી ! પ્રભાની પ્રભા વિલિન થઇ ગઇ આ'વા હૃદયભેદક બનાવ ! અને આ'વા અણધાર્યા પ્રિયના મ્હોતની યાદગીરી કો'નાથી અને ક્યારે ભૂલાય ? નહિજ એનો જીવનભર હૃદયમા સાલે તે સાલેજ !

સમાજ ! ત્હારે ખાતર ! આવા ગણ્યાગાઠયા બાળ–બળિદાન તો નહી જોવા ! એમજને ?



# પુષ્પઃ—૩ જું.

## "સુધા—ચંદ્ર"




મ ? આજ આટલુ બધુ મોડુ ?"

"આજ જરા કામનો બોજો વિશેષ હોવાથી મોડુ થઈ ગયુ"

"બળ્યુ ! તમે તો રોજનાજ એવા તમને કયે દિવસે કામ નથી હોતુ ?" સુધાએ રોષથી પતિને ઠપકો આપ્યો.

સુધા એ બસીધરની બીજી પુત્રી હતી એને પરણ્યાને આજે બે વર્ષ વીતી ગયા છે મ્હોટી પુત્રી પ્રભાના હૃદયાઘાતનો પ્રસગ ભૂલ્યાને બે વર્ષ વીત્યા કેડે ઉમ્મર લાયક થએલ સુધામયીનો વારો આવ્યો. બાર વર્ષની બાલિકા સુધા સુશિલ શ્રીમાન, અને સદ્‌ગુણી એવા ચદ્રવદનને વરી બસીધર અને લીલાની આખો પણ સુજ્ઞ જમાઇરાજને જોઇને ઠરી નિવિઘ્ન લગ્ન સમાપ્ત થયે તેઓએ પ્રભુનો પાડ માન્યો પુત્રી-ઘાથી પ્રજળતા હૈયાઓમા અલ્પાશ ટાઢક વળી

પરન્તુ પૂરા છ માસ ન થયા, ત્યા તો એકાએક ચદ્રવદનના પિતાની પેઢી બેન્ક તૂટવાને લઇને ભાગી ગઇ. ચદ્રના પિતાએ કરજમાથી છૂટવા આપઘાતનો આશ્રય લીધો. તે પછી બેજ માસે ચદ્રની માતા પણ પતિની પાછળ આ ફાની દુનિયા છોડી ગઇ

આપઘાતના પૂરતા પુરાવા મળી આવતા ચદ્રવદનને વિમાક પની તરફથી પણ તદ્દન નિરાશાજ પ્રાપ્ત થઇ તેણે છેવટે નિર્ધન અવસ્થા પ્રાપ્ત થતા ટુંકા પગારની નોકરી સ્વિકારી

વર્ષ વીત્યુ સુધાને સાસરે મોકલવા પત્ર આવ્યો તેના નિર્ધન પતિને અત્યત અડચણો પડતી હોવાથી સુધાના સમજુ માબાપે પોતાની પુત્રીને સારી શિખામણ દઇ સારો દહાડો જોઇ સાસરે વળાવી જો કે સુધાને નિર્ધન પતિનુ ઘર માડવુ ન્હોતુ ગમતુ જન્મથીજ તેને જરા સારૂ સારૂ ઓઢવા પ્હેરવાનો શોખ હતો

કગાલ પતિનુ ઘર માડયાને સુધાને આજે પાચમો દિવસ હતો આજ તેનો જન્મદિવસ હતો સુધા પતિના આગમનની વાટ જોઇ રહી હતી એટલામા ચદ્ર આવ્યો પરન્તુ આજ તેને નિત્ય કરતાં જરા વાર લાગી હતી. જેને લઇને સુધા તેને બેચાર વાતો બોલી રહી હતી

નવ-વધુ સુધા સાસરે આવી રહી હતી, પરન્તુ ચદ્રની નિર્ધનતાએ તેને મુઝાવી. ધનહીનતાએ દપતિ-યુગલના પવિત્ર પ્રેમમા વિક્ષેપ પડાવ્યો કારણુ? સુધા હજુ એક સસાર, સ્વામી, અને સ્ત્રી-કર્તવ્યેથી સર્વથા બાળા ન્હોતી અન્ય સાસારી સ્ત્રીઓની માફક તેને પણ દુન્યવી વસ્ત્રા-લકારોનો મોહ હતો પતિ નહી પણ પૈસોજ તેને મન પ્રભુ હતો અને એનુ મૂળ કારણુ મહીઅરમા માતાપિતાના ઘરના શ્રીમાન-સસ્કાર, અને આજુબાજુનુ વિલાસી વાતાવરણુ !

સાસરે પધાર્યાને બે ત્રણુ દિવસ તો એ નવીન અને શરમાળ વધૂ કશુ ન બોલી પરન્તુ આજ દૈવસયોગે નિત્યનિયમ કરતા ચદ્રને નોકરી ઉપરથી ઘેર જમવા આવતા જરા મોડુ થયુ ગરીબીના દુખમા ભુખના દુખનો ઉમેરો થયો વળી તેમા આજે પોતાનો જન્મ-દિવસ ! તક આવી ગઇ નિર્માણુ નિર્માયનુ એ કેમ ફરે? સુધાના મુખમાથી એના વિનાશકાળે રોષભર્યા ઉદ્ગારો સરી પડયા.

"દેવી ! આજના શુભ દિને આવું રીસાવું–મનાવું ત્હને ન શોભે ! ત્હારા વદનકમળ ઉપર આજે આ ખિન્નતાની છાયા ! અરે ! આ શું ? ત્હારી આંખોમાં આ આંસુ શાના ?" ચંદ્ર ગળગળો થઇ ગયો.

પરન્તુ સુધા કશું બોલી નહી. રમણી–નયનના આંસુ વજ્રહૈયાને પલાળવા સમર્થ હોય છે. બિચારો ચંદ્ર તો સુધાની આંખમાં પાણી જોતાજ પાણી પાણી થઇ ગયો. તેનું હૈયું ભરાઈ આવ્યું. તે સુધાને સાચા દીલથી ચ્હાતો હતો.

"શું પિતાજી સાંભર્યા ? કે માતા ? શાનો વિચાર આવ્યો ?"

"વિચાર ! વિચાર શાનો હોય ? અમારે અબળાને વિચાર સંસારનો ! ઘરનો ! તમારે પુરૂષોએ તો ફક્ત રળીને લાવવું, ને બે વાર ખાવું. બાકી ઘર કેમ ચાલે છે ? એની કાંઇ તમને થોડી ફીકર છે ?"

"એવી ફીકર રાખતાં અમને ક્યાં પાલવે ? એને માટે તો તમને લાવી અહીંયા પધરાવ્યાં છે" ચંદ્રે વાતને વિનોદમાં પલટી.

"એતો બધું અમારૂં મન સમજે"

"એવું તે શું છે ?"

"મ્હેં તમને સવારે સુન્દર સાડી લાવવાનું કહ્યું હતું, તે લાવ્યા કે ?" સુધાને સાંભરી આવ્યું.

"કાંઇ ભૂલાય !"

"ત્યારે શું ? પીઅરની આ સાડી ઘસાઇને છેક ચીંથરેહાલ થવા આવી, તો પણ તમારી આંખ ક્યાં ઉઘડે છે ?"

"દેવી ! અંગ્રેજીમાં કે'વત છે કે "લવ ઇઝ બ્લાઇન્ડ" પ્રેમનો દેવતા આંધળો છે એટલે ત્હેં પણ મ્હને ત્હારા પ્રેમમાં નેત્રહીન અરે ભૂલ્યો હૃદયહીન બનાવ્યો છે એટલે પછી આંખે નથી, તેમ બાને નથી"

હસતા હસતા હસતા ચંદ્રે બગલમાંથી રૂમાલે બાંધેલી પોટલી છોડી સુન્દર સાદુ શ્વેત લુગડું તેમાંથી કાઢીને તેણે સુધાની ઉપર ફેંક્યું "લે " તે પ્રેમાળ નજરે જોઈ રહ્યો

"ઓહો !" છણકો કરી તે પાછું ફેંકતાં સુધા બોલી "નહી જોઇએ મ્હારે તો. આવી ભારે સાડી લાવ્યા ?"

"કેમ ?"

"આવા અણમૂલ ચીર તે તમારી સુધાના શરીરે શોભે ! શિવ ! શિવ ! શિવ ! તમે ભૂલ્યા સજ્જડ ભૂલ્યા બે એક રૂપીઆ ખર્ચી જાડું ખાદીનું ગવનજ ખરીદી લાવવું હતું'ને ! તેયે ચાલતે" સુધાએ માર્મિક વાક્બાણો છોડયાં

સુધાના શબ્દકટાક્ષોએ સમજુ ચંદ્રનું હૃદય વીંધી નાખ્યું. હવે તેનો મિજાસ ગયો. તે બોલ્યો.

"પરન્તુ ! આમાં શું નથી ? શું ત્હારે આમાં હીરા–માણેક જડાવવા છે ?"

"તેવું તમને કોણ કહે છે ?" સુધા તપેલા પતિને જોઇ જરા ઢીલી પડી

"તો પછી છે શું ? ઘેલી ! પ્હેરવામાં શું ? બધુંયે પહેરાય"

"હાસ્તો. જીંદગી તો ભિખારી પણ ગાળે છે, કાગડા કૂતરા પણ પેટ ભરે છે, પરન્તુ તેઓનામાં અને આપણામાં કાંઈ ફેર છે ?"

"તલ માત્ર નહીં તુ તો બોલવામા શૂરી છે. મ્હોટા ઘરની પુત્રી છે લખપતિની દીકરી હોઈ, પીયરીઆમા પૈસાની રેલમછેલ જોઈ છે 'આ લાવજો, અને તે લાવજો, બોલવામા શુ છે ? કરકસરને તુ કયાથી જાણે ? સુધા ! અહીં તો ગરીબનુ ઘર માડવાનુ–ચલાવવાનુ છે તુ તો પૈસાની અને વસ્ત્રાલકારની પોક મૂકે છે, પરન્તુ કાંઈ એ વિચાર થોડો થાય છે, કે એ લાવવા કયાથી ? કઈ કમાણી ઉપર ? કઈ આવક ઉપર ? આ ખોટો ખર્ચ ! પૈસાના ઝાડ નથી ઉગતા સમજી ?"

"મર્દ જેવા મર્દ થઇને આવુ બોલતા શરમાતા નથી ? કયાથી તે કમાઇને"

"ત્હારો ગજા ઉપરાતનો ખોટો ખર્ચ મ્હને તો નહી ગમે, નહી પાલવે ! ત્હારો ઉડાઉ, શોખિન અને દેવાદાર બનાવનાર વ્યય મ્હારાથી નહી પૂરો પાડી શકાય ત્હને કયા ખબર છે ? કે એક પાઇ મેળવતા આજે પરસેવાના ટીપા પાડવા પડે છે કપાળેથી રેલા ઉતરે છે"

"તો શુ બીજા નથી કમાતા ? બીજાની બાયડીઓ મ્હારી માફક આવા ચીથરેહાલજ પોશાકો પ્હેરતી હશે ? એ તો ઠીક છે કે પીએરમા માબાપ બેઠા છે, તો વર્ષમા બે લુગડા પણ દેખુ છુ"

"નહીંતો નગ્નાવસ્થામા રાખુ એમજને ?"

"ઠીક છે લોકલજ્જાએ વળી વરસ દહાડે આવુ સુન્દર લુગડુ પામુ. સત્તર થીંગડા મારી એને ચલાવુ ."

"કેટલાક વર્ષ કાઢયા વારૂ ? કેટલાક લુગડા અપાવ્યા, લીધા, અને સાધીને પ્હેર્યા ? કે સરવાળો ગણવા બેઠી છે હજુ તો પાશેરામા પ્હેલી પૂણી અહીંયા આવીને ઘર માડયાને પૂરા પાચ દિવસ તો થયા નથી, ત્યા તો..."

"એમ કેમ બોલો છો? પાચ દિવસમા પણ એકે દિવસ તમે મ્હારી તરફ ઝાખીને જોયુ છે? મ્હને પૂછયુ છે? મ્હને કશુય નવુ આણી દીધુ છે?"

"નહીજ શા માટે? શી જરૂર? ખપ પૂરતાજ વસ્ત્રો માણુસે ઘરમા રાખવા વધારેની શી આવશ્યકતા?"

"બેસો! બેસો હવે તમારે પાલવે પડી વાલની વીંટીએ દેખવાનો પ્રસગ પણ દુર્લભ!"

"તો ત્હારા બાપને કે'વુ હતુ, કે કોઇ સારો પ્હેરાવી ઓઢાવી દરરોજ ગાડીઘોડે સ્હેલસપાટા કરાવે એવો શોધવો હતો"

"બાપ શુ કરે? બાપે તો એવુજ જોયુ હતુ પરન્તુ મ્હારા નસીબજ ફૂટેલા ત્યા કોઇ તે શુ કરે?"

"તો હજુએ શુ ગયુ છે? હુ ન ગમતો હોઉં, તો રહો મ્હારે ઘેર! હુ નઠારો હોઉં, તો ત્હને ગમે તેવો બીજો કોઇ સારો તુ શોધી લે, તેને ત્યા જઇને રહે જા મ્હારી રજા છે"

"તમે આ શુ બોલો છો?"

"શુ ખોટુ બોલુ છુ?"

"બસ કરો! મ્હારે તમારા ખરા-ખોટાની પરીક્ષા નથી કરવી, પરન્તુ તમેજ વિચારો કે શુ અમે માણુસ નથી? અમારામા જીવ નથી? અમને સારૂં સારૂ પ્હેરવા, ઓઢવાનુ. મન કેમ ન થાય? અમારામા પણ જીવ છે અમને બીજાની માફક હરવા, ફરવાનુ કેમ ન ગમે?"

"અમે તો બધુ બહુએ, અને બધાને પરન્તુ તે પ્રત્યેકના ભાગ્યમા ક્યાથી હોય! જો લક્ષ્મી એકેએક પુરૂષને ઢગલેઢગલા (પૂરેપૂરી) વરી હોત, તો પછી આલોકમા ગરીબ અને તવગર જેવો ભેદ કઇ રે'તેજ નહી જો સર્વ પ્રાણીઓજ સસારમા સન્માર્ગે વિચરી, શુભ કર્મ કરી, સ્વર્ગ અને મોક્ષ મેળવે, તો પછી ત્યા બધા એક સાથે કેવી રીતે સમાય? નર્ક—કુડ ખાલી પડે, અને દેવલોકમા વસ્તી ઉભરાતા ચતુર્થલોક બ્રહ્માને રચવુ પડે. માટે પ્રિયા! સમજ! કઇ વિચાર! શુ રાજાનો મ્હેલ જોઇ ગરીબે પોતાની ઝુપડીને સળગાવી મૂકવી? શુ રાજાના રોનકદાર મહાલય ઉપર અને ગરીબના ભાગાતૂટા ઘરબાર અર્થાત્ ઝુપડા ઉપર સવિતૃનારાયણના સોનેરી કિરણો એકસરખા નથી પડતા? અગ્નિ સર્વોત્તમ એવી સાડીને તથા હલકા એવા ચીથરાને સમાનતાથી બાળી એકજ જાતની ભસ્મ નથી કરતો? રાજા અને રક તમામ એકજ ઠેકાણેથી જન્મ પામી અતે એકજ ઠેકાણે (સ્મશાનમા) પાછા નથી આળોટતા ભલે ભેદ બાહ્યવર્તન, બાહ્યાડબર, કે બાહ્યદ્રશ્યમા હો! બાકી વ્યવહાર અને ક્રિયા—કર્મમા તો સમાનતાજ દેવી! **ફાટેલા વસ્ત્રથી આબરૂ ઓછી થવાની નથી, પરતુ ફાટેલા વર્તનથી તો અવશ્ય.**

કરકસર શીખ કરકસરમાંજ કલ્યાણ છે. ચઢતી પડતી, અને સુખ દુખના શિળા—તડકા, ક્યારે પલટાશે? તેની કોઇને ખબર નથી અમીરી અને ગરીબી એ તો ગોવિન્દના હાથમા છે એમા મ્હારો તેમજ ત્હારો કે કોઇનો પણ કશોયે ઉપાય થોડો ચાલે એમ છે? આપણે ત્યા તો સૂવાને મખમલ કે મશરૂની શય્યાઓ અને છત્રીપલગ નહી મળે, પરન્તુ સાધારણ કાથી—કે પાટીનો ખાટલો, અગર ધરતી, અને ખાવાને મિષ્ટાન્ન નહી પણ દાળભાત અને રોટલો કે રોટલી મળશે. પ્હેરવાને અણમૂલ અમ્બરો, કેન્થી

વાયલ છાયલો, બુટ–મોજા, ઘડીયાળો ને સોના રૂપાના ઘરેણાગાઠા નહી મળે, પરન્તુ આવા સાદા સોઘા અને શુદ્ધ સ્વદેશી લુગડા તથા નહી જેવા સૌભાગ્યના અલકાર, મળશે. રામા, રમોયા, ભટ્ટ, ચાકર, નોકર, દાસ, દાસી, ગાડી, ઘોડા, મોટર કે બાગબગીચાની લીલાલ્હેરો નહી મળે, પરન્તુ એકજ ચીજ મળશે અને તે મ્હારો પ્રેમ ! સુધા સમજ ! સમજ ! કે જેની તરફ અમીરી માની તુ આકર્ષાય છે, તે પાપથી ભરેલી અને ઘડી બે ઘડીની છે. જ્યારે ખરી અમીરી તો ગરીબીમાજ છે

ગરીબીના સુધા–સિન્ધુ ઉછળતા વિશ્વમા રે' છે,
ગરીબાઈ તણી ગગા પ્રભુના દ્વારમા વ્હે છે
અમીરોને અમીરી ઝેર જેવી આજ લાગે છે,
ઘણા જણ હોસથી આવી ગરીબી રોજ માગે છે

અને એનુ કારણ બીજુ કઈ નથી માત્ર એટલુજ !

રહ્યો સતોષનો સદ્‌ગુણ ગરીબી નામમા મ્હોટો,
અમીરી નામમા અવગુણ સુખી જીવન તણો તોટો
અમારા દેશમા આજે થતા પૂજન અમીરીના,
(પણ !) પ્રભુને ત્યા પ્રથમ પૂજન ગરીબોની ગરીબીના.

એટલાજ માટે ! ઓ પ્રભુ !

સતોષથી જીવન ગુજારૂ એ ગરીબી આપજે,
ઘર ગરીબી પણ અમારૂ દીલ અમીરી આપજે.

અમારે આંગણે ઇશ્વર . ગરીબીના ઝરા વ્હેજો,
પ્રભુ વરસાદ પણ એના અહીં વરસાવતા રે'જો.
અમારી ભૂલ થાયે તો અમીરી ઝૂટવી લેજો,
સદા ગોવિન્દ માગુ છુ ગરીબી દાનમા દેજો.

સુધા ! સુધા ! ત્હને શુ ખબર ?

ગરીબીની મઝા મીઠી .તવગર તે નહી જાણે,
અમીરીમા ઉપાધી છે જમે જે જે ભરે ભાણે.
ઝળકતા રાજમ્હેલોથી અમારી ઝુંપડી સારી,
ભલે આવે ગરીબાઈ મ્હને તો છે બહુ પ્યારી

ગરીબીમાજ ગોવિન્દ છે અમીરીમા ઇશ્વર નથી ગરીબીમા સુખ છે, સતોષ છે, જ્યારે અમીરીમા દુખ, ચિન્તા, ઇર્ષા અને અનીતિ ભરેલા છે. ગરીબીમા નમ્રતા અને વિનય છે, ત્યારે અમીરીમા અભિમાન છે"

"હવે દુકે પતાવો ! એમજ કહોને કે તમે કમાવાને અશક્ત છો !"

"અલબત્ત ! મ્હારા ગજા ઉપરાત ત્હારો આ લખપતિની પુત્રી જેવો ઉડાઉ, ખરચાળ, અને અયોગ્ય, બેધ્યાન ખર્ચ, અને તેને માટે પૂરતા પૈસા કમાવવા તો હુ તદ્દન લાચાર છુ અશક્ત છુ"

"તો પછી પરણ્યા શુ કામ ? જો પોષણ કરવાની શકિત ન્હોતી, તો સસાર, સ્ત્રી અને લગ્નના લ્હાવા લેવા શા માટે આટલા આકુળા થયા ?"

"એમા ત્હારા પિતાની ભૂલ છે એજ સ્હામા ચોખા ચોઢવા આવ્યા હતા"

"અને તમે નાળીયેર લઇ, ઘોડે ચઢી ન્હોતા આવ્યા કે ?"

"સુધા! સુધા! ત્હારે બાપે વિદ્યા જોઇ છે, વસુ નથી જોયો વર જોયો છે, ઘર નથી જોયુ સમજી ?"

"પરન્તુ પૈસા વગરની એ વિદ્યા! અને એ ઘર-વરમા શુ પૂળો મૂકવો છે ?"

"વાહ્ વાહ્! કેવા પુનિત સસ્કાર! ધન્ય છે ત્હારા માતાપિતાને! હજી તો સસાર માડયાને પૂરા પાચ દિવસ નથી થયા, ત્યા તો થનગન થનગન નાચ નાચી રહી છે મન પણ ઉચા! સુધા! તુ આટલુ બધુ ભણી, તેમાથી સારાશ તો ઠીક લીધો પતિભક્તિ તો બહૂજ શ્રેષ્ઠ શીખી નાહ વારૂ? જાણે બીજી સીતા!"

"બેસી રહો હવે! મ્હને વધુ ન બેલાવો મ્હોંગથી ગમે તેમ બોલાઈ જવાય છે તમે પોતેજ પત્ની-બાકત કેવીક શીખ્યા છો? હુ તમારા ગૃહરાજ્યની રાણી છુ, અર્ધાંગના છુ, નહી કે એક રાધનાર અને વાસણકૂસણ માજનાર નોકરડી. ગૃહમદિરની દેવી છુ, નહી કે દાસી પ્રેમની પૂજારણ છુ, નહી કે ભિખારણ"

"અફસોસ!

નરનારનો આદર્શ આર્યાવર્તથી આજે ગયો,
જ્યા ભાગ્ય પલ્ટે ત્યા (પછી) સમજવુ જમાનો પલટી ગયો."

"જમાનો તો કંઇ નથી પલટયો, પરન્તુ તમે પલટી ગયા છો"

"હું ? બરાબર છે પૈસો નથી એટલે હુ પલટી ગયો ઠીક સુધા ! ત્યારે શુ તુ પૈસાનીજ સગી છે ? જવાબ દે બોલ ! આજેજ નિકાલ લાવી નાખીએ શુ તુ પૈસાનેજ ચ્હાય છે ?"

"એમા મ્હારો મત શુ પૂછો છો ? આખી દુનિયા એને ચ્હાય છે હુ થોડી એકલી ?"

"દુનિયા જહન્નમા જાય દુનિયાની વાતને ઉંચી મૂક તુ ત્હારી પોતાની વાત કર તુ શાને ચ્હાય છે ? ત્હને શાની ભૂખ છે ? કોની જરૂર છે ? જીંદગી કે જર ? પ્યાર કે પૈસો ? દોલત કે મ્હોબત ? હુ નિર્ધન છુ બસ એનાથી વિશેષ કોઇ ખામી મ્હારામા ત્હને દેખાય છે ?"

"પરન્તુ તમારી સાદાઇ અને કરકસર મ્હને મુદ્દલ ગમતા નથી."

'નહી ગમે, તોય પરાણે ગમાડવા પડશે શુ હુ ઉડાઉ થાઉં ? દેવાદાર બની ત્હને શણગારૂ ? એ ત્હને ગમે કેમ ? એજ મ્હારામા ખામી, એનો અર્થ એજ કે પ્રેમ જેવી પવિત્ર વસ્તુ પણ પૈસાદારોનેજ માટે રીઝર્વડ !! નધંનને પરણવાનો ! કે પ્રેમ કરવાનો કશો અધિકારજ નહી?"

"પણ હુ કયા એમ કે'વા માગુ છુ?"

"ત્યારે એમ નહી તો બીજુ શુ ?"

"તમે તો દિવાના જેવી વાત કરો છો."

"દિવાનો થયો છુ ? ના .. ના અત્યારે તો ડાહ્યો છુ હા ! પરન્તુ એક વાર ! ત્હારી ખુબસુરતીથી થયો હતો ખરો ! પરન્તુ હવે.

એ ઉમેદ અને એ આશાનો અચળ ગઢ સર્વાંશે તૂટી ગયો છે જે અરિસામા હું ભાવિ-પ્રતિબિંબો જોઇને મગરૂર થતો હતો, તે ફૂટી ગયો છે ખલાસ નાશ-નિરાશ-હતાશ"

"બહુ થયુ. ચાલો હવે જમી લ્યો. આ રામાયણ પડતુ મૂકો મ્હને તો ક્યારની ભૂખ લાગી છે"

પરન્તુ ઝનૂની ચન્દ્રનો મગજ અત્યારે છેક આસમાને ચઢયો હતો સુધાના શબ્દ-તીરોએ તેનુ હૃદય છિન્નભિન્ન કરી નાખ્યુ હતું સસાર ઉપરથી તેનુ મન ઉઠી ગયુ હતુ સાસરે આવ્યાને પાચજ દિવસમા પોતાની વહૂના આ લક્ષણો અને પતિ-ભક્તિ જોઇ તેના દીલમા સજ્જડ ઠસી ગયુ, કે આ વ્હાણુ કદાપી સહીસલામત કિનારે જનાર નથી ઉતારેલો કોટ તથા ટોપી તેણે પાછા પ્હેર્યા તેણે દ્વારના આગણામા પગ મુકી પાછા ફરતા કહ્યુ, "મ્હારે તો આજે નથી જમવુ તુ ત્હારે જમી લે"

"એમ કેમ? શુ થયુ?"

"થવાનુ શુ હતુ?"

"તો પછી?"

"મ્હને ભૂખજ નથી"

"ગરીબાઇની રીસ મ્હારા ઉપર!"

"નહીં! મ્હારા ફૂટેલા નસીબનોજ એ વાક! સુધા! સાભળ! આજથી મ્હારે આ ઘરમા ન જમવાની પ્રતિજ્ઞા છે હુ જાઉં છુ. માન કે કલહ સદાને માટે ત્હને છોડી જાઉં છુ. તું પણ ત્હારા પિતાને

ત્યા ચાલી જા અને કદાચ દૈવસયોગે હુ પાછો ફરૂ, તો એટલુ યાદ રાખજે કે તે, વેળા સાથે ત્હને આખી હેમમા મઢાવાય એટલો પૈસો લઇનેજ પાછો ફરીશ ”

“ઉભા રહો ! થોભો !” એટલુ કહી અટકાવવાની તક સુદ્ધા સુધાને આપ્યા વિના ચદ્ર ક્રોધાવેશમા ઘર અને ગૃહીણી ઉભયને છેલ્લી સલામ કરી ચાલ્યો ગયો—છોડી ગયો

ચદ્રના ગયા પછી સુધાને બહુ લાગ્યુ “એમને દુભાવ્યા”, એ ઠીક તો નજ કર્યું, એમ તેને પણ લાગ્યુ પરન્તુ હવે શા કામનુ ? પાણી વહી ગયા પૂઠે પાળ બાધવાના, રાડયા પછી ડહાપણના, અને ઘર સળગી ગયા પછી પાણી છાટવાના, યા કૂવો ખોદાવવાના વિચારો શા અર્થના ? ચદ્ર ગયો, તે ગયોજ આજની ઘડી ને કાલનો દા'ડો. સમય પાણીના રેલા પેઠે વહી ગયો બે માસ થયા અ તે સુધાના ધૈર્યનો અ ત આવ્યો ખાવાનુ અને ખરચીપાણી ખૂટી ઉપવાસ ઉપર ઉપવાસ થવા લાગ્યા વાટ જોઇ જોઇ, રડી રડી તે અ તે થાકી. પિતાને પોતાની ભયકર ભૂલથી વ્હોરેલી આપાત્ત કે'વા તે પીએર દોડી

પ્રભો ! સદાસર્વદા સર્વને સાદાઈ અને ગરીબાઈજ બક્ષો !



## પુષ્પ:—૪ થું.

### “નાદાન શું સમજે ?”





“ઉષા! ત્હને આજે એક વાત કહુ ?”

“કહી દેને! એમા આટલો બધો બ્હીએ છે શા માટે ?”

“પ્રસગ ગભીર છે”

“એવુ તે શુ છે ?”

“ત્હારાથી એ સભળાશે ?”

“કેમ વારૂ ?”

બસીધરની ત્રીજી ન્હાની પુત્રી ઉષાને અત્યારે અગીઆરમુ વર્ષ ચાલતુ હતુ તેની સાથે વાતો કરનાર એક માતાપિતાહીન અને નિર્ધન પરન્તુ વિદ્વાન એવો વિદ્યાર્થી વિનાયક હતો જેની ઉમર સોળ વર્ષની હતી તે ઉષાનીજ ન્યાતનો હતો ન્યાતના ફડમાથી તે ભણતો હતો બસીધરના પરમ મિત્રનો તે પુત્ર હોઈ ઉષાને ત્યા વારવાર નજીવી મદદને માટે જતો આવતો બસીધર પણ આ પોતાના સ્નેહીના આ હુંશિયાર અને સદ્‌ગુણી પુત્રરત્નને બહુ ચ્હાતો હતો ગામમા ઘરબ્હાર નહી, અને સગાવ્હાલામા એકલો! એનેજ લઇને એ મોતી હજુ અણુવિંધ્યુ રહ્યું હતુ ન્યાતીના વિદ્યાર્થી-આશ્રમના એક ભાગમા તે રહેતો હતો.

ન્હાનપણથીજ આ ઉભય મિત્રોના પુત્ર પુત્રીઓ વિનાયક અને ઉષા એક સાથે નિર્દોષ રમતો રમતા માતાપિતાને પણ તેઓ ગમતા. પરતુ કર્મસજોગે એવામા વિનાયકનો પિતા અકાળ મૃત્યુવશ થયો, અને ઉષાનો સબધ, શ્રીમાન પુત્ર અરૂણનુ માગુ આવતાજ સાત વર્ષની બાળવયે થઇ ગયો ઉભય પરસ્પરને કોઇ અનેરા પ્રેમથી ન્હાતા હતા. કોઇ અલોકિક નયનોએજ નિહાળતા હતા અકલ્પિતજ આશાદુર્ગો એકેકને માટે અતરમા ચણતા હતા

ખરેખર –

પ્રેમ નયનમા નીતરે એનો દિવ્ય પ્રકાશ,
અણસમજુ સમજે નહી અતરની અભિલાષ
હૃદય-બગીચે નીપજે નાજુક પ્રેમી-ફૂલ,
શુ સમજે ? નાદાન ! કે મોઘા એના મૂલ

પ્રેમ એ મનુષ્યનુ જીવન છે પ્રેમ એ પરમાત્મનને પામવાનું પગથીયુ છે પ્રેમ એ સસારમા સ્વર્ગીય નન્દનવન છે.

જગતની પ્રેમ વાડીમા મધુરા પુષ્પ ખીલે છે,
પરિમલ પ્રેમ–રસ ભીની પરસ્પર રોજ ઝીલે છે.
મિલન ! માળી બગીચ નો નિરતર પાણીડા સીચે,
હજારો પુષ્પ હતભાગી તથાપી પાખડી મીચે.

પ્રેમમા શુ શુ છે ? પ્રાણદાનની ભાવના એમા આખી સમાઇ જાય છે.

ખીલવુ, ખરવુ, અગર કરમાવુ સાચા પ્રેમમા,
હસવુ, અને રોવુ રહ્યું સાથેજ સાચા પ્રેમમા.

રમવુ, રિસાવુ, ને મનાવુ ! શુદ્ધ દૈવી પ્રેમમા,
જીવન, મરણુ બને રહ્યા છે એકઠા એ પ્રેમમા

એજ પ્રેમના વજ્ર-તતુએ ઉષા અને વિનાયકના હૈયા બધાયા હતા. પરન્તુ એ પ્રેમ દિવ્ય અને પવિત્ર હતો ક્ષણિક અને વિષયી નહી.

ઉષા જેમ જેમ મ્હોટી થતી ગઇ, તેમ તેમ વિનાયક હવે તેની સાથે ઓછુ બોલવા લાગ્યો **લીલાવતીને** પણ તેઓ વધુ બોલેચાલે એ હવે પસદ ન્હોતુ આજે ઘણુ દિને તેને મ્હેન ન પડવાથી તે **લીલા** અને બસીધરથી છૂપો ઉષાને મદિરે મળ્યો હતો ચિત્રલેહાએ બાણાસુરની બાળા ઉષાને કરાવેલુ (ગૌરી+મા=પાર્વતી માતા) ગોરમા-વ્રત ચાલતુ હતુ. ઉષાએ પણ છેવટના અનુષ્ઠા કરેલા હોવાથી તે સારા સારા કપડા અને અલકારો પ્હેરી માતાને મદિરે મોટી બ્હેન સાથે દર્શને આવી હતી ઘરથી મદિર બહુજ નજદીક હોવાથી લીલાવતી ઉષા સાથે ન્હોતી ગઇ

મદિરમા એક નવીન પુરાણી મહાત્મા આવેલા હતા આજ તેઓ **સતી** નર્મદાનુ આખ્યાન કે'વાના હતા સ્ત્રી-પુરૂષોની એક મ્હોટી મેદિની એ સાભળવા એકઠી થઈ હતી સુધા પણ ઉષાને લઇ ત્યાં સાભળવા બેઠી મહારાજે કથા શરૂ કરી એટલામા ઉષાનુ ધ્યાન એકાએક પોતાની તરફ જોતા વિનાયક ઉપર પડી ઘણે દિવસે વિનાયકને જોતા નિર્દોષ ઉષા તેને મળવા દોડી "બ્હેન તુ બેસજે, હુ આ આવી !" કહી તે ઉપડી.

સુધા તો આખ્યાન સાભળવામા તલ્લીન થઇ ગઇ હતી વિશેષમા **સતી** નર્મદાની કથા સગીતમા હતી. એટલે હજારો લોકો તે સાભળવા ઉભા

હતા સુધાએ આ રસની જમાવટમા અને ધોધાટમા ઉષાના બોલ પર કંઇ લક્ષ આપ્યુ નહી ઉષા આવી વિનાયકને મળી વિનાયક તેને એ મંદિરથી દૂર એક એકાન્ત ધરને ઓટલે લઈ ગયો. બને વાતે વળગ્યા ચીરાતા હૃદયે વિનાયક બોલ્યો

"ઉષા! ત્હને ખબર છે, કે ત્હારો વિવાહ થઇ ગયો છે?"

"હશે!"

"ત્હારો ભાવીપતિ અરૂણ વેશ્યાગામી અને દારૂડીયો છે."

"ભલે! સૌ સોની જાતને ભારે! એમા મ્હને શું?"

"એના ઉપર ત્હારા સર્વસ્વનો આધાર છે નિર્દોષ બાલિકા! હવે હું ત્હને કોઇ દિવસ નહી મળુ તુ મ્હને સદાને માટે ભૂલી જજે."

"વિનુ! તુ એવુ કાં બોલે છે? જા બા મ્હને તો ત્હારા સિવાય ઘરમા જરાય ગોઠતુ નથી ત્હારા વગર રમવુ પણુ ગમતું નથી હું દા'ડામા દશ વાર ત્હને સભારૂ છું"

"હવે નહી સભારતી! હવે તો જેમ બને એમ તુ મ્હને ત્હારા હૃદયમાથી દૂર કર"

"કેમ એમ?"

"તુ એક વિવાહીતા વયમા આવેલ બાળા છે આપણી ન્યાતમાં વિવાહ ઓછડાતો (તોડાતો) નથી એટલે તુ હવે કુમારી નજ કહેવાય જ્યારે તુ એક પારકાની–પરણેલી સ્ત્રી છે, ત્યારે હું એક પરાયો યુવાન છું. ત્હારી અને મ્હારી વચ્ચે હવે પ્રીતિ નજ નભી શકે."

"પણ હું ક્યાં પરણી છું ?"

"નથી પરણી તો હવે પરણશે"

"વિનુ! હુ તો ત્હનેજ પરણીશ લે મ્હારૂ વચન છે કે, પરણીશ તો ત્હનેજ ! નહી તો નહી"

"ઉષા ! ઉષા ! તુ નાદાન છે તેથીજ આમ નિર્દોષ અને નિષ્કપટ હૃદયે મનમા આવે એમ ખુ'લા દીલે બોલતી જાય છે. અફસોસ ! લગ્ન અને પ્રેમ જેવા ઉડા વિષયોમા તુ અણસમજુ ! નાદાન ! શુ સમજે ? ત્હને એ બધુ સમજવાની હજુ બહુ વાર છે

લગ્ન–લલનાનો વિષય ઉંડો અને ગભીર છે,
હા ! પ્રેમ પણ સસારની જાદુભરી તસ્વીર છે.
વેરાયલા આ વિશ્વમા ..સર્વત્ર એના બીજ છે,
નાદાન ! શુ સમજે ? અહા ! કે પ્રેમ એ શુ ચીજ છે?"

"એ બધુ થઇ રે'શે ! વિનુ તુ એવુ એવુ અત્યારે શુ સભારે છે?"

"ઉષા ! ત્યારે હુ જાઉ છુ"

"પાછો ક્યારે મળશે ?"

"જ્યારે મળાશે ત્યારે !"

"ના ત્યારે તો નહી જવા દઉં વચન આપ કે પાછો કાલે જરૂર મળશેજ"

"કાલે તો નહી, પણ લે આ વચન ઉષા ! હુ ત્હને એક વાર ગમે ત્યારે મળીશજ."

ઉષા દોડતી દોડતી, હસતી હસતી ચાલી ગઇ. થોડે છેટે જઇ થોભી વિનાયક એને જોઇ રહ્યો એના મુખમાથી સ્વાભાવિક ઉદ્‌ગાર સરી ગયા, કે. –"હજુ એ અજ્ઞાન, અણુસમજુ છે આવા ગભીર વિષયમા એ નિર્દોષ હૃદયની નાદાન ! શુ સમજે ?"

બહુ વાર થઇ છતા પોતાની બને પુત્રીઓને પાછી ન ફરેલી જોતાજ લીલાવતીને ચિન્તા થઇ તે તેમને શોધતી શોધતી મદિરે આવી પ્હોચી એટલામા દૂરથી તેની નજર વિનાયક અને ઉષા ઉપર પડી ઉષા માતાને જોતાજ ત્યાથી દોડી. લીલાવતીએ બૂમ મારી, તેને થોભાવી લીલાવતી ઉષાને વિનાયક સાથે વાતો કરતી જોઇ વ્હેમાઈ વિનાયકને ધમકાવી તેણે વિદાય કર્યો

"ખબરદાર ! વિનુ ! હવેથી ત્હે મ્હારી ઉષાનુ નામ લીધુ તો ! એતો ત્હારી બ્હેન થાય સમજ્યો ? જા "

વિનાયક ત્યાથી ચાલ્યો ગયો પણ 'ઉષા ! તો ત્હારી બ્હેન થાય " એ શબ્દજ તેના હૈયામા સદાને માટે જડાઇ ગયો.

"પણ બા ! તુ એમને "

ઉષા વિનાયકની વકિલાત કરવા જતી હતી, તેને લીલાએ અટકાવી "ચૂપ રહે ! ચુન્ના ! ક્યા છે ?"

"એ ..કથા સાભળે " ઉષાની આખમા આટલું કહેતા પાણી ભરાયા.

"જા એને કહે કે. હુ તો બા સાથે જાઉ છુ તુ કથા સાંભળીને ઘેર આવજે."

"પણુ બા ! હુયે બ્હેનની સાથેજ આવુ તો ?"

"ના ત્હારૂ મ્હારે કામ છે" વ્હેમાયલી માતા બોલી

ઉષા બ્હેનને માતાના શબ્દો કે'વા ગઈ લીલાવતી વિનાયકને વઢી હતી, ખરી, પરન્તુ હૃદયથી નહી થયુ તે થયુ બોલતા તેનાથી બોલાઇ જવાયુ. તે જાણુતી હતી કે ઉષા અને વિનાયક એકકેને ચ્હાય છે તેમજ અરૂણુ કરતા વિનાયક લાખ દરજ્જે ઉત્તમ અને ઉષાને યોગ્ય છે પણુ હવે શુ ? થયુ એ થઈ ગયુ હવે એનો કંઇ ઉપાય ન હતો અરૂણુના વેશ્યાગમન, વ્યસન, મદિરાપાન, જુગારસટ્ટા આદિ દુર્ગુંણોના હૃદયાઘાતી સમાચારો તે જાણુતી હતી પસ્તાતી હતી. પરન્તુ તે પાછળથી

માતાની આટલી સખ્ત ધમકી અને વિનુનુ મન નહી છતાયે પણુ ઉષા વારવાર છૂપી છૂપી મળતી આસુ ભરી આ પ્રેમી યુગલ છૂટુ પડતુ ઘણોખરો વિનાયક ઉષાને તેના દુર્ગુંણી પતિ વિષે કહેતો આથી બનવા એમ પામ્યુ કે, દિવસ જતા ઉષાનુ નિર્દોષ હૃદય પ્રેમ જેવી દિવ્ય અને પરમ પવિત્ર વસ્તુને ઓળખતુ થયુ પ્રેમાકૂરો ફૂટયા. પણુ એ શા કામના ?

* * * * *

વગર તેડે અને વગર પત્રે સુધામચી દોઢ માસમાજ સાસરેથી આસુ ભરતી અને આક્રંદ કરતી પીએર પાછી આવી આ જોઇ લીલા તથા બંસીધર બને અજાયબીમા ગર્ક થઈ ગયા પરન્તુ જ્યારે સુધાએ આથથી ઇતિ પર્યંત ઇતિહાસ નિવેદન કર્યો, ત્યારે બંસીધરનો ક્રોધ

કાર્યમા ન રહ્યો. તેને સ્વપ્ને પણ ખ્યાલ ન્હોતો, કે તેની પુત્રી આવી નીચ નીકળશે એક પુત્રીને પરણાવી ધવાયલા બસીએ પોતાની તમામ આશાઓ આ બીજી સુતા ઉપરજ અવલંબાવી હતી પરન્તુ વિધાતાની અગમ્ય લીલા! કોણ જાણી શકે?

"કમજાત! દુષ્ટા! પિતાનુ નામ બોળનાર! માતાની કૂખ લજાવનાર દીકરી! તુ કાળુ મુખ લઇ અહીં આવવા કરતા પાણીમા ડુબી, મરી કેમ ન ગઇ? ત્હારૂ રડતુ મોઢુ મ્હારા ઘરમા નહી જોઇએ. ચાલતી થા."

"પિતાજી! માફ કરો! મ્હારી ભૂલ થઈ હુ ભૂલી હાય! કયા કાળ ચોઘડીયે મ્હને અભાગીનીને આવી કૂમતિ સૂઝી!"

સુધા બીજો શો જવાબ દે? તેની પાસે માથુ કૂટવાનુ, અને આસુ પાડવા સિવાય બીજુ શુ હતુ? બસીની ચોકખી ના છતા પણ માતાનો જીવ કેમ રહે! લીલાવતીએ તેને પોતાના પાસામા રાખી "થયુ એ ન થયુ થનાર નથી" હોય! ગમે તેવુ પણ છોકરૂ છે! નાદાન છે કહી તેણે મન વાળ્યુ "જેવી ઇશ્વરેચ્છા! જેવુ નસીબ!" એમ માની સુધાએ પોતાના દાઝતા દીલને અને મુઝાતા મનને વાળવા બનતા ઉપયોગ કર્યો માતાની શિખામણથી તે સુધરી ગઈ પરન્તુ તે છતા જે ભૂલ થઈ ગઈ, તે તો ભોગવ્યેજ છૂટકો! લાગેલા હૈવા કઈ એમ થોડા લપાય છે?

* * * * *

માતાની આજ્ઞાથી સુધા ન્હાની બ્હેન ઉષાને લઇને આજે મંદિરે આવી હતી ઉષાએ આવી એને લીલાવતીના શબ્દો કહ્યા આખ્યાનમા એકતાર થયેલ સુધાએ "સારૂ" કહી ટુંકમા પતાવ્યું.

ઉષા પાછી વળી. તે માતાની પાસે આવી ઉભી રહી. તેની આખમા આંસુ હતા.

"કહી આવી ?"

"હા !"

"ચાલ ત્યારે"

લીલાવતીએ ઉષાનો હાથ ઝાલ્યો ઉષા બહુજ ધીરી ચાલતી હતી. તેના પગ જલ્દી ઉપડતા ન્હોતા. તે ઘડીએ ઘડીએ પાછી વળીને કોઇકને જોતી હતી. માએ તેને પૂછ્યુ

"કેમ ? આમ ચાલે છે ? ઝટ પગ ઉપાડને ."

"મ્હારાથી જલ્દી નથી ચલાતું" તે રડી પડી

"રડે છે કેમ ? શુ થયું ?"

"કોણ જાણે ! બા ! કઇ સમજાતુ નથી"

"એવુ શુ છે ?"

"કઇ થાય છે ! હા ! બા ! મ્હને ફેર આવે છે મ્હારૂ મગજ ઘૂમે છે આખે અધારા આવે છે મ્હને જલ્દી ઘેર લઇ જા"

લીલાવતી પુત્રીની મુઝવણ પામી ગઇ તે બધુયે સમજી, પણ શુ કરે ? મુગી મુગી તે ઉષાનો હાથ ઝાલી તેને ઘેર ઘસડી ગઇ

પ્રેમદર્દની પીડા ! પ્રેમના અનૂભવી પથીઓજ જાણે ! એમા ઉષા જેવીનું અસમજુ હૃદય કૂમળુ દીલ ! શુ સમજે ? પવિત્ર, નિર્દોષ અને નાદાન બાલિકા ! એમાં શુ સમજે ?



# પુષ્પઃ—૫ મું.

## "પતિનુ મૂલ્ય"




તાના મંદિરમા મહારાજે વ્યાખ્યાન શરૂ કર્યું સર્વત્ર શાન્તિ છવાઇ ગઇ. સુધા પણ એકચિત્તથી એ સાંભળવા લાગી.

સતી નર્મદા.

---

પ્રથમ પૂજન શ્રીપતિનુ, દ્વિતીય પૂજન શારદા !
તૃતીય પૂજન વિપ્ર—તનયા, સતી દેવી નર્મદા
વરતા તુર્તજ વરને ખાધો, ચૉરીમાથી રડાપો !
વિપ્ર—ન્યાતમા હો-હા થૈ ગઇ, વિધવિધ ચાલે છે વાતો.

સતી નર્મદા ! એ એક કુલિન બ્રાહ્મણુની કન્યા હતી. પરન્તુ પરણુતાંની સાથેજ દૈવયોગે એના પતિનુ મૃત્યુ થવાથી, એને વિષે આખી ન્યાતમા ચર્ચા થવા લાગી એ બાળવિધવા નર્મદા પતિ—ભક્ષણી ઠરી ચૂકી.

તજી સમાજે ! તજીછ તાતે ! તવ પુત્રીએ સાધ્યો યોગ !
પરિગ્રહ પરમાત્મન્‌ની ભક્તિ, દર્શનનો વાધ્યો રોગ.

સમાજ, મહીઅર અને સર્વ ઠેકાણેથી તજાયલી નર્મદાએ અંતે યોગ-ક્રિયાનો આરંભ કર્યો. પછી...

યોગવિદ્યાના બળે અમરાપુરીમા એ ગઇ,
...દેવલોકે સતીને સ્વીકારવા ના ના કહી.

જેણે પતિ–ભક્તિ નથી કરી, એવી પ્રમદાને સ્વર્ગ–યોગ્ય સ્વિકારવાની દેવોએ ના કહી. આશાભરી નર્મદા આશાભંગ થઇ ગઇ

પૂર્વજન્મે ક્યા પાપો! કર્યાં મ્હેં! તે તો કહો,
પતિ–ભકિત કરવા કોઇ મ્હારો! હાથ એ! દેવો! અહો

હે દેવ! મ્હારા પૂર્વજન્મના એવા તે કેવાક પાપ છે? તે મ્હને કહો. હુ પતિ–ભકિત કરવા તૈયાર છુ મ્હારો કોઇ હાથ ઝાલો

ગતજન્મમા તુ અપ્સરા ગાંધર્વ તુજ સ્વામી હતો,
સરિતા–તટે લઇને ત્હને રસરંગમા ભિંજાવતો.
એવે ઋષિપત્ની પતિ રોગીષ્ઠની સેવા કરે,
લોહી પરૂ ધોતી સતી ખાંધે પતિને લઇ ફરે

એ દિવ્ય દંપતી યુગલ પર તમ ઉભયની આખો ઠરી,
ગર્વાંધ થઇને મશ્કરી તેની તમે પુષ્કળ કરી
ઋષિપત્ની મહાન પતિવ્રતાએ શ્રાપ ત્યા તત્ક્ષણ દીધો,
આ જન્મમા ત્હારા પતિને નિજ પતિ જેવો કીધો

નર્મદા! આ જન્મમા તુ મૃત્યુપુરીમા અવતરી છે ત્હારો પતિ પણ એક બ્રાહ્મણને ત્યા અવતર્યો છે અત્યારે તે શંકરના દેવાલય પાસે પોતાની દેહ–પીડાથી પોકાર કરતો ત્યા પડયો છે. પોતાના ગતકર્મના કર્મ–ફળ તે અત્યારે ભોગવી રહ્યો છે નર્મદા! પતિ–ભકિતહીન સ્ત્રીને સ્વર્ગમા પણ સન્માન નથી સ્વર્ગની અધિકારીણી થવુ હોય તો તુ પાછી ભૂ–લોકમા જા ત્હારા એ પતિનુ નામ કૌશિક છે તન મન અને વચનથી તેને પતિ ગણી તુ એની એકનિષ્ઠાથી સેવા કર તે પછી બને શ્રાપમૂકત થઇ, યોગ્ય અધિકારી બની અત્રેના આસન દીપાવજો.

પરલોકથી ભૂલોકમા સતી નર્મદા પાછી ફરી,
કૌશિકને શોધી અહાહા ! પ્રેમથી એને વરી

ત્યાર પછી ભૂલોકમા પાછી ફરેલી નર્મદાએ રોગિષ્ઠ એવા કૌશિકનો હાથ પકડયો

દિનરાત તન મન ને વચનથી નર્મદા સેવા કરે,
નિર્દય પતિ કૌશિક તોપણ દયા નહી દીલે ધરે.
શાણી સતી ! પાપી પતિને, સ્કધ પર લઇને ફરે,
લોહી પરૂ દુર્ગંધમય જેને શરીરેથી ઝરે

એવામાં એક દિવસ કૌશિકની બુદ્ધિ ભ્રષ્ટ થઇ. તેણે પોતાની પતિવ્રતા સ્ત્રીને અધમ આજ્ઞા કરી

પ્રેમી પ્રિયા છે એક મ્હારી—ત્યા જવુ, લઇ જા મ્હને,
મળવુ મ્હને, એનાથી મેળવ નર્મદા ! આજ્ઞા ત્હને
પડતા પતીના બોલને સતી નર્મદે ! ઝીલી લીધો,
ચાલી પતિને ખાધ પર લઇને વિચાર નહી કીધો.

સતી નર્મદાએ પતિની આજ્ઞાને તુર્તજ માન આપ્યુ. પોતાના અશક્ત પતિને ખાધ ઉપર બેસાડી તે ચાલવા લાગી

માંડવ્ય નામે મ્હામુની ગત જન્મ કેરા પાપથી,
શૂળી ઉપર દુ ખ ભોગવે નિર્મળ પ્રભુ-ઇન્સાફથી

માંડવ્ય નામના મહામુનીએ પૂર્વજન્મમા એક વખત રમતા રમતા એક માકડના પેટમા સોય ઘોચી તેને ઉંચકયો હતો જે પાપની શિક્ષા તેને આ જન્મમા થઇ હતી. ચોર લોકો રાજાના ખજાનામાંથી

કેટલોક માલ ચોરી ન્હાસતા હતા તેવામા તેઓએ પકડાઇ જવાની બ્હીકે તે માલ **માંડવ્ય** ઋષિ તપ કરતા હતા, ત્યાજ નાખી ચાલતી પકડી. કોટવાળ તપાસ કરતો કરતો ઋષિના આશ્રમે આવ્યો મુદ્દા માલ પકડાતાજ રાજાએ **માંડવ્ય** ઋષિને ઢોગી ઠરાવીને (ચોર ઠરાવીને) શૂળી ઉપર ચઢાવ્યા તેઓ શૂળી ઉપર પ્રભુના નામની માળા ફેરવી રહ્યા હતા

રાત્રી અધારી હતી સતી **નર્મદાને** બરાબર દિશા સુજતી ન હતી. તે **માંડવ્ય** ઋષિની છેક નિકટમાથી પસાર થતી હતી એવામા

મતિહીન એવા **કૌશિકે** પગથી અટકચાળુ કર્યું,
શૂળી હલાવી ! ત્યા ઋષિનુ અગ થર્‌થર્ થરથર્યું

અટકચાળા **કૌશિકે નર્મદાના** ખાધ પર બેઠા બેઠા પોતાના પગ વડે શૂળી ઉપર બેઠેલા **માંડવ્યને** હલાવ્યા **માડવ્ય** શૂળીનુ દારૂણ દુ ખ થતા પ્રભુ ધ્યાન ચૂકયા તેઓ શુ બોલ્યા

આ દુ ખ—કર્તા દાનવી યા માનવી જે કો હજો,
કાલે પ્રભાતે સૂર્ય ઉગતા તેહનુ મૃત્યુ થજો

"જેણે મ્હને આ દુ ખ દીધુ છે, અને પ્રભુનુ ધ્યાન ચૂકાવ્યુ છે, તે દાનવી માનવી, અગર જે કોઇ હો ! કાલે રહવારે સૂર્ય ઉગતાની સાથેજ શબવત્ થજો."

**માડવ્યનો** આ શ્રાપ સુણુતા **નર્મદા** કપી રહી,
"સૌભાગ્ય થાશે નષ્ટ કાલે" જાણુતા ગદ્ ગદ્ થઇ
અપરાધ કરવા માફ તેણે ખૂબ પાલવ પાથર્યા,
પણ શ્રાપ એ ઋષિદેવના પાછા કદાપી ના ફર્યાં.

જ્યારે પતિ–સૌભાગ્યનો કોઇ પણ ઉપાય તેણે ન જોયો, ત્યારે તેણે પ્રભુને બે હાથ જોડી વિનતી કરી

દીનકર કરી જો હોય મ્હે સાચી પતિ–ભક્તિ અહીં,
તો કહું ! હું તું ત્યાં સુધી ! આકાશમાં ઉગનો નહી

"જો મ્હે મ્હારા પતિની શુદ્ધ મને સેવા કરી હોય તો કાલથી સુર્યોદય થશેજ નહી "

અને એમજ બન્યુ સતી નર્મદાની પતિ–ભક્તિથી સૂર્યોદય નજ થયો. દેવલોકો અને ઋષિઓ પોતાના ક્રિયા–કાંડ અટકવાથી પ્રભુને શરણે ગયા પ્રભુએ તેમને મૃત્યુલોકની મહાસતી ! અત્રિઋષિની પત્ની મહાસતી અનુસૂયા માતાનુ શરણુ માગવા કહ્યુ અને અનુસૂયાએ સતી નર્મદાને સમજાવી.

"સતી નર્મદા ! ત્હારો પતિ આ શાપથી મરશે નહી,
પણ શાપ મૂકત થશે ! વિધાતા લેખ છે, ફરશે નહી."

"નર્મદા ! ત્હારા પતિના શાપની અવધિ ત્હારી પતિ–ભક્તિને લઇને હવે પૂરી થઇછે એનુ મૃત્યુ નથતા, એ પોતાના પૂર્વ–રૂપને પામશે."

સતી નર્મદાએ તે પછી અનુસૂયા માતાને ચરણે પડી સૂર્યને બંધનમાથી છૂટો કર્યો સૂર્યોદય થતાજ "ઓ પ્રભુ !" કે'તો કૌશિક માંડવ્યુના શાપે કરી ગતપ્રાણ થઈ પૃથ્વી ઉપર પડયો મરતી વખતે પ્રભુનુ નામ લેવાથી તેના પાપ માફ થઇ ગયા. નર્મદા અને કૌશિક પોતાના મૂળરૂપને પામ્યાં સતી નર્મદાનુ આટલુ આખ્યાન કરી, તે મહારાજ આગળ બોલ્યા.

"બ્હેનો ! સતી **નર્મદાના** આ આખ્યાનમાથી આપણે શુ બોધ લેવાનો છે ?

સસારમા પતિદેવને પરમેશ બીજા માનવા,
એના ચરણ-વદન-પૂજનમા જન્મ-સાર્થક જાણવા.
સતી નર્મદા પેઠે **પતિનુ મૂલ્ય** બ્હેનો આકજો,
સેવા કરી તન મન વચનથી હૃદયમા પધરાવજો.

ઇતિ ૐ શાન્તિ ! શાન્તિ ! શાન્તિ !

કથા પૂર્ણ થઇ લોકો પાઈ પૈસો જે મળે તે આરતિમા મૂકી પોતપોતાને ઘેર વેરાવા લાગ્યા **સુધાના** હૃદયમા પણ સતી **નર્મદાના** આ આખ્યાને પતિ-ભક્તિ સીંચી તેના અતરમા **પતિના મૂલ્યની** ઉંચી છાપ બેસાડી ગૂમાવેલા હીરા માટે હવેજ તેને ખરેખર લાગવા માડયુ

સુધા ઘેર આવી, પરન્તુ તેની આખ આગળ તો પેલી કથાની **સતી નર્મદાજ** ચોવીસે કલાક તરવરતીહતી પતિના અપમાનનો પ્રસંગ તેને આજે હચમચાવી મૂકનો હતો ચદ્રવદન તેને આજે સાભર્યો. ઘેર જતાજ તે ધ્રુસકે ધ્રુસકે રડી પડી

ખરેખર ! આર્યાવર્તની આર્ય રમણીઓને મન એક વખત "પતિ એજ પરમેશ્વર હતો જ્યારે હવે "પેસો એજ પરમેશ્વર" છે "**પતિનુ મૂલ્ય**" સમજનારી **સતી નર્મદાઓ** આજ અમારા દેશમા કેટલી છે ? આંગળીને વેઢે ગણાય એટલી પણ નહી જ્યારે સુધા જેવી શૃંગારપ્રિય સુન્દરીઓ [illegible] જડશે. એનું કારણ ? આધુનિક અગ્રેજી કેળવણી ! [illegible] ! ગૃહ-સસ્કાર !

## પુષ્પ:—૬ ઠું.

### "લગ્નમાં વિઘ્ન"






ધાના પતિને ગયાને આજ એક વર્ષ વીતી ગયું છતાં સુધાના પતિની ભાળ ન લાગી તે નજ લાગી બસીશ્વરના તમામ પ્રયત્નો નિષ્ફળ ગયા. ઉષાને પણ અગીઆર પુરાં થઇ બારમું બેઠું પરન્તુ વિનુના વિરહે અને પોતાના ભાવિ પતિના વિચારે તે દિન પર દિન ગળાતી જતી હતી અરૂણ દિવસ જતા બગડતો જતો હતો તેને સુધારવાનો એક માત્ર રસ્તો સાસુ–સસરાને "લગ્ન" લાગ્યા ઉષાને જોઇ તે સુધરશે, અને વેશ્યાને ત્યાં જતો અટકશે, તથા સંસારમાં પડશે, તો કુ–માર્ગે પૈસાનો દુર્વ્યય કરતા બચશે એ વિચારે અરૂણના વૃદ્ધ પિતાએ પણ બસીશ્વર ઉપર ઉષાના લગ્ન નક્કી કરવા લખી દીધું પરન્તુ બસીશ્વર બબ્બે પુત્રીઓને પરણાવી, બબ્બે વાર લગ્નના લ્હાવા લઇ ધરાઇ ગયો હતો વધારામા ઉષાના ભાવિ પતિને જોઇને તેના ચારિત્ર્ય તેમજ વર્તન વિષે વિવિધ વાતો સાંભળીને તેની આંખે અંધારા આવતા હતા. માંડ માંડ લીલાના અત્યાગ્રહે તેણે અરૂણના પિતાને લગ્નનો દિવસ નક્કી કરી કાગળ લખી નાખ્યો

સુધા હવે પ્હેલાની વિષમયી સુધા રહી ન હતી સતી નર્મદાના આખ્યાને તેના હૃદયને પલટાવી નાખ્યું હતું.-તે સાદા વસ્ત્રોમા હવે સ્વર્ગીય સુખડા માની અહર્નીશ અંતરમા પતિ–નામનીજ માળા ફેરવતી [illegible].

દિવસ ઉપર દિવસ પાણીના રેલા સમાન વ્હેવા—વીતવા શરૂ થયા લગ્નનો દિવસ તદ્દન નજીક આવી લાગ્યો ઘરબ્હાર રંગાયા આગણે શુભ સ્વસ્તિકો પૂરાયા લગ્ન—પત્રિકાઓ લખાઇ ગીતો ગવાવા લાગ્યા વરકન્યાને પીઠી પણ ચઢી ચૂકી

આજેજ બાર વર્ષની બાળા ઉષાના લગ્ન થનાર છે આજેજ લગ્ન દિનની છેવટ રાત્રી અરૂણનો વરઘોડો કન્યાને માડવે આવવા નીકળી ચૂક્યો હતો સમય સાડા નવનો હતો ભૂદેવો લગ્ન—મડપ આગળ તૈયાર થઇ બેઠા હતા લગ્નના મગળ—શૃગારથી સજ્જ ઉષા પણ એક એકાન્ત ઓરડામા આસુડા વેરી રહી હતી

ઘર માહેના સવ કોઇ જ્યારે લગ્નની ધામધુમમા પડેલા હતા, ત્યારે એકજ વ્યક્તિને ચ્હેન ન્હોતુ પડતુ એકજ વ્યક્તિ આ શુભ પ્રસગમા હસી ખુશીને ભાગ ન્હોતી લેતી અને તે અભાગીની સુષા હતી

ન્હાની બ્હેનના લગ્ન—પ્રસગે આજ અચાનક તેને તેના પતિદેવ સાભરી આવ્યા હતા કાલ રાત્રે તેને ચદ્રવદન સ્વપ્નમા દેખાયો હતો પતિદેવની યાદે તે નિરાશ બાળા એક એકાન્ત ઓરડામા અત્યારે પલગ ઉપર બેઠી હતી થોડી વાર વિચારમગ્ન દશામા રહ્યા પછી એકાએક તેને કઇ સાભરી આવતા તેણે ચાવી લઇ પોતાની ટ્રન્ક ખોલી માહેથી એક મઢાવેલી છબી કાઢી

આ તેજ છબી હતી, કે જે તેણે પોતે પોતાના પતિદેવની સાથે લગ્ન પછી પડાવી હતી પતિદેવનુ મુખદર્શન તેણે ઘણીવાર સુધી કર્યું. છબીને વારવાર છાતી સાથે લગાડી. તેની આખો અને હૈયુ

ઉભય ભરાઇ આવ્યા પતિદેવને દૂર કરવામા પોતેજ દોષિત છે, એમ લાગતા તેને પસ્તાવો થવા લાગ્યો એટલામા અચાનક તેની દ્રષ્ટિ ઓરડાના પ્રવેશ દ્વાર ઉપર પડી તેણે શુ જોયુ ?

તેની પલકારા મારતી આખો સ્થભી ગઇ હાથમાહેની પતિદેવની છબી સરી હેઠે પડી ગઇ ફાટેલતૂટેલ ભિખારીના કપડામા તેનો પતિ **ચદ્રવદન** ત્યા ઉભો હતો

“કોણ નાથ ?” બોલી વિરહીની **સુધા** પોતાના વ્હાલમને વધાવવા અને ભેટવા દોડી તેની આખોમાથી શોકાશ્રુને બદલે હવે હર્ષાશ્રુની હેલી થઈ

“એટલેજ રહે ” તેને જાણે હાથ કરી અટકાવતો ચદ્ર બોલ્યો.

પતિના આ બેજ શબ્દે પામે આનની હર્ષઘેલી સુધા પાછી અટકી ગઇ ચદ્રવદનના હાથમા એક પોટલી હતી તેણે તે સુધા જુએ એમ છોડી. અદર શુ હતુ ?

એક લખલખ કરતુ માચી ઝીકટીકીથી ભરેલુ મૂલ્યવાન રેશમી અમ્બર તેવાજ ચોળી અને ચણીઆ ઉપરાત એક શ્રીમતની કૂળકામીનીને યોગ્ય સોળે અલકાર ! આ બધુ પત્નીને બતાવતો ચદ્ર બોલ્યો, “લે ! આ પૈસો ! આ અમૂલ્ય વસ્ત્રાલકારો ! હવે હોસથી પરિધાન કર ત્હારે જે જોઇતુ હતુ, તે આજે લઇ આવ્યો છુ ”

તેણે પેલા મૂલ્યવાન ચીર તેમજ અલકારો **સુધાની** સ્હામે ધર્યા સુધા તેની અને એ વસ્ત્રાલકારની તરફ જોઈજ રહી “આ શુ ?”

“પૈસો ! અમીરી ! લુગડા ! ઘરેણા...”

"ક્ષમા કરો પ્રભુ ! દાસીની એ ભૂલ માફ કરો આપ પાછા પધાર્યા, એજ મ્હને કીમતીમા કીમતી વસ્ત્રાલકારો મળ્યા સમાન છે" કહી રડતી સુધાએ પાસે જઇ પતિના ચરણો પકડી લીધા

"ખરેખરી વાગી છે ઠોકર, ધનની ભૂખ મટી ગઈ છે,
વસ્ત્ર–ઘરેણાની પ્રીતિ ને માયા હવે ઘટી ગઈ છે
સુધરી ગઇ, સમજી ગઇ, હિમત હવે છેક છૂટી ગઈ છે,
દયા કરો ! ઓ નાથ ! દાસી પર ધીરજ બધી ખૂટી ગઇ છે"

"સુધા ! દેવી ! આ શુ ? જેને માટે મ્હે ઘર ત્યાગ્યુ, નીતિ છોડી, ધર્મને ઠોકરે માર્યો, સત્યને વિસાર્યું, એ કોને માટે ?"

"મ્હારે માટે ! પ્રભુ ! પરન્તુ હવે એ ગઇ ગુજરી ભૂલી જાવ મ્હારી આ પ્હેલીજ ભૂલ છે

થતા તો પ્રભુ ! ભૂલમા થઈ ગયુ,
હવે રોજ સભારવુ રહી ગયુ
હુ ! પસ્તાઇ ને હાલ પસ્તાઉં છુ,
દયા ! ને ક્ષમા ! આપની ચાહુ છુ

હુ દોષિત છુ, અપરાધીની છુ છતા પણ.

એક ભૂલ તો હે પતિ ! કરે પ્રભુ પણ માફ,
પશ્ચાત્તાપે ધોઇને અતર કર્યુ છ સાફ
માયા–મોહ રહ્યા નથી, હૃદય શુદ્ધ નિષ્પાપ,
રમી રહી છે હૃદયમા ..છબી તમારી નાથ.

પ્રભુ ! હવે મ્હને મ્હારી ભૂલ ! અને તમારૂ મહત્વ સમજાયુ છે. હું મ્હારો સ્ત્રી-ધર્મ ચૂકી છુ પણ આપ એ વાત હવે કૃપા કરી ભૂલી જાવ"

"એ કેમ બને ? આ જન્મમા તો હવે એ કદાપી નહી ભૂલાય. રાડયા પછીનુ ડા'પણુ શા કામનુ ? હવે તો ભૂલ કીધી છે, તેને ભોગવ્યેજ છૂટકો વ્હેલા મોડા પણુ શિક્ષા સહન કરવા સદા તૈયાર રે'વુ લે ! પ્હેર ! જોઉં ! એક વાર આ બધુ પ્હેર !

અણુમૂલ આ અમ્મર વડે શણુગાર ત્હારી દેહને,
હીરે અને રત્ને મઢી દીપાવ ત્હારી દેહને.
આ સર્વથી આજે ઝળકતી ત્હને જોવા ચાહુ છુ,
'લે આવ ! મ્હારા હાથથી હેત બધુ પ્હેરાઉં હુ"

"પરન્તુ પ્રભુ હવે એ મોહ નથી હુ સમજી છુ કે—

શોભે શિયળથી સુન્દરી, શણુગારથી શોભે નહી,
સન્નાર સાચી હોય તે લક્ષ્મી ઉપર લોભે નહી
સેવા-ધરેણુ શ્રેષ્ઠ માહે ભાત સ્નેહ-ઉમ ગની,
શિયળ અને સૌભાગ્ય ! શોભા સુન્દરીના અ ગની"

"તો પણુ પ્હેર ! જેને માટે મ્હે જીવલેણુ પરિશ્રમ વેઠયો છે, તેને અ ગીકાર કર. ત્હને ઢુઢતો ઢુઢતો તો હુ છેક અહીં સુધી આવ્યો"

"પણુ !"

"બસ ! મ્હારા સોગન ન પ્હેરે તો પ્હેર ! કેવળ એક વાર આ તમામ ત્હારા અ ગ ઉપર ધારણુ કર ! પછી મ્હારી સ્હામે ઉભી રહે."

"જેવી આપની ઇચ્છા"

પતિની આજ્ઞાને માન આપી અમૂલ્ય વસ્ત્રાલંકારો અનિચ્છા છતા ઘણા દિવસે આવી પ્હોચેલા પતિને રાજી રાખવા ખાતર સુંદરી અંગ ઉપર ધારણ કરવા લાગી હિરાના હદનનો ચંદ્ર તેને ઘરેણા પ્હેરાવવામા મદદ કરવા લાગ્યો છેવટે પ્રેમ-પાગલ પતિએ પત્નીને વાઘોના વસ્ત્રાલંકારમા શણગારી પોતાની સ્હામુ ઉભી રાખી થોડી વાર તેના ચંદ્રવદનની કાન્તિ જોયા પછી તે બોલ્યો,

"કહે ! ઓ રૂપસુંદરી હવે ત્હારી શી ઇચ્છા બાકી છે ?"

"એક પણ નહી ! વ્હાલા ! આપ મળ્યા એજ સર્વસ્વ !

સૌભાગ્યનો સાગર વહે, સ્વામી તમારા ચરણમા,
ને સૂર્ય ઉગે સ્નેહનો તે પણ તમારા શરણમા
નૌકા અમારી ! પણ સુકાની ! સદ તમારા હાથમા,
નારી-જીવન નમતુ રહ્યુ છે, ને નમે છે નાથમા"

"એમ નહી લે જો (પાસેના એક મ્હોટા આયનામા મુખદર્શન કરાવે છે) કહે ત્હને આમા શુ વિશેષ સુન્દરતા નથી લાગતી ?"

"જરા પણ નહી. પરન્તુ હા એક વખત લાગતી હતી હવે નહી. હવે તો હુ જીદગીભર સાદાઇજ સ્વીકારીશ

સાદાઇમા જે સુખ છે તે શોખમા છાટો નથી,
સતોષી-જીવન-ઝાડમા, અભિમાનનો કાટો નથી
સાદાઈ ને સતોષ સમ મીઠાશ બીજામા નથી,
જેવી ગરીબીમા મઝા તેવી અમીરીમા નથી."

"હવે તો સમજીને? સુધા! આ કૃત્રિમ અલકારોનો ઓપ ગલકનો છે જ્યારે ત્હારૂ આ નૈસગિક લાવણ્ય એટલુ બધુ ક્ષણિક નથી હવેજ ત્હને સમજાયુ, કે ઇશ્વર-અર્પિત કુદરતી સૌન્દર્ય આગળ આ કૃત્રિમ વસ્ત્રાલકારોની ટાપટીપ સર્વથા નકામી, નિષ્પ્રયોજન અર્થાત્ સાગર સમીપ જળબિન્દુ જેટલી નથી

સદ્‌ગુણ, ને સત્કર્મથી સસારમા સૌ શોભતા,
કામી-વિકારી દ્વિજ-નયન, સૌન્દર્ય જોતા થોભતા
પળવારનો ચળકાટ આ જે જોઇને અજાય છે,
જાદુભર્યા ઝળકાટમા ત મૂર્ખ! ખત્તા ખાય છે"

"પ્રભુ! બહુ થયુ હવે (આ) કપડા ઉતારો "

"આ કપડાં? થોભ સાભળ! હુ આ બધુ કયાથી લાવ્યો છુ? તે તુ જાણે છે?"

"નહી"

"જાણવાની ઇચ્છા છે?"

"હા! કહો"

"ચોરી કરીને ખૂન કરીને "

"શુ? શુ? "

"એમા આટલી બધી ગભરાય છે શા માટે? પોલીસ મ્હને પકડશે ત્હને બ્હીવાનુ શુ છે? છતા સુધા! આ ચોરીનુ પાપ ત્હારે માથે છે કારણ? મ્હને એ રસ્તે ચ્ઢાવનાર, એ માર્ગ સુઝાડનાર તુ હતી, ત્હારી ભયકર લક્ષ્મી-લાલસા હતી. ક્રોધમા પાગલ બનાવી, આખો

દિવસ પૈસા ! પૈસા ! પૈસા ! કરી મ્હને મુઝાવી, ઘર તજાવી, અધર્મની પ્રેરણા કરનાર, આ રસ્તે ઉતારનાર ! આ સ્થિતિ સુધી લાવનાર ! મૂળ કારણભૂત તુ છે ત્હારીજ અભિલાષા પરિપૂર્ણ કરવા મ્હે આ ભયકર સાહસ ખેડયુ છે. આજે એ ત્હારી લાલસા–મહત્વાકાક્ષા પૂરી થઇ છે બસ. આમા જેટલો હુ ઇશ્વરને ત્યા જવાબદાર છુ, એટલીજ તુ છે, એ નક્કી માનજે "

"ઓહ્! હુ આ શુ સાભળુ છુ ?"

"સુધા ! તુ આ ત્હારા એક વખતના પ્રેમી પતિના છેવટના બે બોલ સાભળે છે. ચોરી અને ખૂન બને જાહેર થઈ ચૂકયા છે પોલીસો મ્હારી પૂઠે દોડતા આવે છે હવે હુ હસતા હસતા જેલમા જઇશ ફાસી સહીશ અહીં નહી, ઉપર જઇને રહીશ."

"શુ પોલીસો તમારી પાછળ પડી ચૂકયા છે ?"

"કયારના. તેમનાથી બચવાનેજ હુ આ મેલાઘેલા ભિખારીના વેશમા અહીં ન્હાસી આવ્યો છુ '

એટલામા બારણા ઉપર ઉઘાડવા માટે ટકોરા તથા બૂમો પડવા લાગ્યા. પોલીસો આવી પહોચ્યા એમ સુધા અને ચદ્ર બને સમજી ગયા.

"પ્રભુ ! ન્હાસો ! તમે ન્હાસો ! એ. .આવી લાગ્યા "

"શા માટે ? મ્હારી છેવટની આશા પરિપૂર્ણ થઇ ગઈ છે હવે હું બેધડક મરવાને તૈયાર છુ છાતી ઠોકીને કહીશ કે મ્હે ચોરી કરી છે, મ્હને બેડી પ્હેરાવો. શિક્ષા કરો "

"મ્હારા સોગન ! પ્રભુ જો હવે કઇ બોલો તો ! આપના મગળ માજ મ્હારૂ મગળ છે આપ મરશો તો હુ કદી જીવી શકવાની નથી. ચોરીનો માલ મ્હારા અગ ઉપર છે પોલીસ મ્હને પકડશે આપની ખાતર એ આરોપ હુ માથે લઇશ "

" શુ ? "

એટલામા તો કમાડ તુટયુ પોલીસોના માણુસો લીલા, અને બસીધરને લઇ ત્યા આવી પહોચ્યા

પોલીસનો ઉપરી –ચદ્રકાન્ત ! તમારી ઉપર ખૂન તેમજ ચોરીનો આરોપ છે તમને પકડવા વૉરટ છે બોલો ચોરી તમે કરી છે કે નહી ?

ચદ્ર –હા

સુધા –ના ના આમ જુઓ મુદ્દામાલ મ્હારા અગ ઉપર છે. ચોરી મ્હે કરી છે ખૂન પણ મ્હારાજ હાથથી થયુ છે.

ઉપરી –પરન્તુ એક સ્ત્રી એટલી બધી હિમત કરે એ નથી માની શકાતુ

સુધા –શા માટે નહી ? ચાલો ! મ્હને લઈ ચાલો. હુ ભરી કોર્ટમા કહીશ કે ચોરી મ્હે કરી છે ખૂન મ્હેં કીધું છે શિક્ષા મ્હનેજ થવી જોઇએ મ્હારા પતિ તો તદ્દન નિર્દોષ છે

ઉપરી –ને નહી બને વૉરટ મી ચદ્રવદનના નામનો છે. તેમજ મુદ્દામાલ તમારા અગ ઉપર છે માટે હું તો બનેને લઇ જઇશ પછી ન્યાયાધિશ સાહેબ જે ચુકાદો આપશે તે ખરો.

સુધા આ શબ્દો સાભળતાજ પિતાના ચરણમા લેટી પડી "બાપૂ! ગમે એમ કરી તમે એમને બચાવો"

"ચાલતી થા! કૂળકલકીની દીકરી! તુ અગર તો ત્હારો પતિ હવે જીવે! મરે! એ બધુ મ્હારે મન સરખુજ છે"

"નહી. નાથ! બચાવો. પુત્રીને બચાવો" લીલાએ રડતા રડતા પુત્રી તરફથી પતિને વિનતી કરી

"દૂર થા! ચોર દીકરી! અને ખૂની જમાઇ! ઓ પ્રભુ! હુ આ શુ જોઇ રહ્યો છુ? નહી બને લઇ જાવ અહીથી એકદમ લઇજાવ"

પુત્રી અને પત્નીને બન્નીધરે પટકી અને તરછોડી નાખ્યા પોલિસનો ઉપરી સુધા તથા ચદ્ર બનેને કેદ કરી ચાલતો થયો

"ઓ પ્રભુ! હુ આ શુ જોઉં છુ? લગ્નમા વિઘ્ન!" કહી બસીધર એક ઉપર એક ઉપરાઉપરી થતા આ આઘાતો ન સહી શકવાથી દેહશુદ્ધિ ખોઇ બેશુદ્ધ લીલાની પાસે ઢળી પડયો

—: ઓ! હિન્દુ સસાર! —

* * * *



# પુષ્પઃ–૭ મું.

## "ચૉરીમાં રંડાપો"



વિધિની કેવી વિચિત્ર લીલા!

એક બાજુ પોલિસો સુધા–ચંદ્રને લઇ મંડપ આગળથી બહાર નીકળ્યા, જ્યારે બીજી બાજુ બરાબર એજ વખતે અરૂણનો વરઘોડો વાજતેગાજતે મંડપ આગળ આવી રહ્યો લીલાવતીએ ઉષાના લગ્ન લંબાવવાને બહુયે કહ્યું, છતાં બંસીધરે ના–ની નાજ પાડી લોકોમાં તથા સગાવ્હાલાઓમાં પણ વાતો થઇ રહી, કે –"પુત્રી જમાઇના તાજાજ ઘા ઉપર બંસીધર પોતાની પુત્રી પરણાવે છે"

લગ્નનો આખોયે દિવસ ઉષાએ રડવામાં પસાર કર્યો હતો અરૂણ ગર્ભશ્રીમંતનો પુત્ર હોવાથી, તથા ન્યાતનો એવોજ પરાપૂર્વનો ધારો હોવાથી તેને ત્યાંથી ઉષાને માટે અમૂલ્ય વસ્ત્રાલંકારો મોકલવામાં આવ્યા હતા. લીલાવતીએ ઉષાને એજ સાસરાના વસ્ત્રાભૂષણોમાં અત્યાર પૂર્વે શૃંગારી હતી

ઉષાના ભગ્ન હૃદયમાં પોતાના બ્હેન બનેવીના ઘાએ વધુ પીડા કરી પોતાના લગ્નના દિવસને તેણે કાળચોઘડીયું ગણી નિશ્વાસ અને શ્રાપોથી વધાવી લીધો લીલાવતીનો પણ ઉત્સાહ ભંગ થઇ ગયો. જેમ જતું રહ્યું આંખમાંથી દડદડ આંસુ ટપકવા લાગ્યા. ઉષાના લગ્નમાં હવે તેનું મન ન્હોતું. અને હોય પણ ક્યાંથી?

છતા બસીધરના દીલમા "જાણે કાઇ બન્યુંજ ન હોય!" એમ હતુ ન્હોતા તેની આખમા આસુ, કે ન્હોતા તેના મુખડાના ભાવમા કશાય પરિવર્તન! એ સમજુ, શિક્ષિત, સસ્કારિત, અને સહનશીલ છતા સહૃદય આત્મા અતરના દુખ અતરમાજ દાબી, રડી રહ્યો હતો દુનિયાને દેખાડવા તે ન્હોતો માગતો ખરેખર! ગમે એટલુ રડો! કુટો પણ તમે તમારા હૃદયમા પડેલા ચીરાં! અને એમા થતા દુખ! તેનુ વર્ણન કરી શકશો? કદાપી નહી એ તો દર્દની પીડા દર્દીજ જાણે!

નિત્યનિયમ અનુસાર આજ પણ અરૂણ મદિરાપાન કરવુ ચૂક્યો ન હતો શ્રીફળ લઇ વરરાજા અશ્વ ઉપરથી હેઠે ઉતર્યા સળગતા હૈયે સાસુએ-લીલાવતીએ તેમને પોકયા વરરાજ આવી મડપમા ગોઠવાયા

સાસરેથી મોકલાયલા હીરાના કર્ણફુલો અત્યારે ઉષાના કાનમા ઝળહળી રહ્યા હતા પગમા ઝાઝર, કરમાં મોતીની બગડીઓ, અને સૌભાગ્ય કકણ, ગળામા ચદનહાર, મૌક્તિક હાર, અને કરાગુલીમા હીરાની મુદ્રિકા ઉપરાત અન્ય ન્હાનાવિધિ અલકારોથી ઉષાએ પોતાના ગૌરાગને વિભૂષિત કરાવ્યુ હતુ. બેઠી બેઠી એ બાર વર્ષની બાળા રૂમાલ લઇ અશ્રુભીની આખો લૂછી રહી હતી.

એટલામા કન્યા પધરાવવાની બૂમ પડી. લીલાવતી ભાગેલે હૈયે ઉષાના શૃગારખડમા આવી માથી રડી દેવાયુ મગળ પ્રસગે માતા –પુત્રાની આખોમાથી પાણી વહ્યા. બને ભેટી પડયા શરમાળ ઉષાનો હાથ માતાએ પોતાના કપતા હાથમા ઝાલ્યો મદમદ પગલા ભરતી ઘુઘટમા આછુ આછુ રડતી, મત્રમુગ્ધ ઉષા હૃદય, અનેરી આશા, અને ભવિષ્યના સસાર સુખ–સ્વપ્નાઓ ઉપર પત્થર મૂકી કઠણુ હૈયે ચાલી.

થોડેક જતાજ તેના નિસ્તેજ, નિરાશ વદન ઉપર માતાની નજર પડી તે બોલી "ઉષા ! ચાલ્લો નથી કર્યો ?"

ઉષાને હમણાજ એ સાભર્યો તે ગળગળે સાદે બોલી "બા ! ઉતાવળમા બ્હેનના આઘાતમા ભૂલી ગઇ" આટલુ બોલતા તે રડી પડી માએ કકાવટી મગાવી, પુત્રીને ચાલ્લો કર્યો ઉષા મડપ આગળ આવી પ્હોચી તેની જમણી આખ ફરકી અમ ગળતાના ભણકારા આપી રહી હતી

મડપના પ્રવેશદ્વારમા પેસતા નીચુ નમવુ પડે એમ હતુ શર્મવશ ઉષાના ચદ્રવદન ઉપર ઘુઘટપટ આવી રહેલો હોવાથી, તથા તેની અશ્રુભીની આખે અધારા આવતા હોવાથી, તેને પ્રથમજ પગલે ઠોકર વાગી તે પડી ગઇ

બ્રાહ્મણોએ તથા સગાવ્હાલાઓએ મળી તેને ઉભી કરી વસ્રાલકાર ઠીક કર્યા ઉષાને મડપમા પધરાવવામા આવી આવા મગળ પ્રસગે આવા અમગળ ચિહ્નો ઉષાને શુ સમજાવતા હતા ? "ત્હેના દુકા અધકારમય સૌભાગ્યની આગાહી !"

હસ્તમેળાપ થયો મગળ-પ્રદક્ષિણા ફરવા પતિ-પત્ની ઉઠયા મન વગરના ચાર મગળ-ફેરા ફર્યા, ઉષા હવે શાસ્રાનુસાર પરણી ચુકી. અરૂણની પત્ની થઇ ચૂકી તે હવે કુમારિકા નહી પણ નવ-વધૂ હતી.

બરાબર આજ વખતે પ્રખ્યાત સરકારી ડિટેકટીવ મી રાઠોડ આવી પહોચ્યા તેમની સાથે એક રડતા કકળતા શેઠ અને પાચ પોલીસના માણુસો હતા. અરૂણ, ઉષા, તથા અન્ય સદગૃહસ્થો વિચારમા પડી ગયા. "આ શુ ?"

"મી બંસીધર !" રાઠોડ ટોપી ઉતારતા બોલ્યા "આવે મંગળ પ્રસંગે હું લગ્નમાં વિઘ્ન નાખવા હાજર થયો છું, એ બદલ દીલગીર છું. પરન્તુ મ્હારે ન છૂટકે તેમ કરવું પડે છે"

લીલા, બંસીધર, અરૂણના પિતા તથા અન્યજનો, કોઇ કશું ન બોલ્યા પરન્તુ દારૂડીયો અરૂણ મંડપમાંથી એકદમ રૌદ્રબંધ બ્હાર ધસી આવ્યો બ્હાય ચઢાવીને ધનના અભિમાનમાં તે બોલ્યો, "પણ છે શું ? તે તો પ્હેલા જણાવો ! આ શું તોફાન છે ?"

"એજ કે તમારા ઉપર આ શેઠની પુત્રીના ખૂનનો તથા તેના દાગીનાની ચોરીનો આરોપ છે"

"શું ? ખૂન ! ચોરી ! ડિટેકટીવ સાહેબ ! તમે શુદ્ધિમાં તો છો ને ?"

"સીધી વાત કરો ! મી અરૂણ !"

"એમ ? વારૂ ! ગુન્હેગાર શા આધાર ઉપર ઠરવો છે ? કાંઇ સાબીતિ, પૂરાવા છે ?"

"તપાસ કરવા દયો"

"ખુશીથી કરી લ્યો"

ડિટેકટીવ રાઠોડે સાથે આવેલા શેઠને પ્રત્યેક સ્ત્રીઓના અંગ ઉપરના દાગીના બતાવી તપાસ કરવા માંડી. એટલામાં એ શેઠની નજર મંડપમાં બેઠેલી નવ-વધૂ ઉષાના હાથ તરફ ગઇ તે ગર્જી ઉઠયો "ઓહ ! આ રહ્યા આ શું ? મ્હારી પુત્રીના તમામ ઘરેણા આ પરણના બેઠેલી છોકરીના અંગ ઉપર છે"

"જુઠ્ઠી વાત"

"બસ કરો અરૂણુકુમાર ! તમારી પત્નીના કાનમાના કર્ણફૂલો, હાથમાહેના સૌભાગ્યકકણો, ગળામાની માળા, આંગળીમાની વીંટી, તથા પગમાના નુપૂર એ સર્વ ચીજો તમારા ઉપર આરોપ સાબીત કરે છે"

"કોણે કહ્યુ ? એ તમામ મ્હે મારી જાતે વેચાતા આણી પ્હેરાવેલા છે"

"એ બ્હાના નહી ચાલે. મી. બસીધર ! તમારી છોકરીને કહો કે દાગીના ઉતારી અમને સોપી દે"

ઉષા આગળ સાભળી ન શકી તેણે અગ ઉપરના એ સૌભાગ્યના અલકારો ફડાફડ ઉતારી ફેકી દીધા સૌભાગ્યકણુહીન તેના હાથો હવે વિધવાનુ ભાન કરાવતા હતા પોતાને થયેલા અપશુકનના ચિહ્નોએ અમગળ ભાવ આખરે ભજવ્યો આગળીએથી છેવટની હીરક–મુદ્રિકા કાઢી આપતા ઉષાએ તે ચૂસી લીધી

ચોર અને દારૂડીયા પતિની નવ–વધૂ ઉષા ત્યાજ ઢગલો થઈ જમીન ઉપર ઢળી પડી લીલા અને બસીધર એની માવજત કરવામા પડયા. મળેલી મેદિનીમા ગભરાટ છવાઈ ગયો હો–હા અને દોડાદોડ થઈ ચૂકી બસીધરનો એક પરમમિત્ર સત્વર ડૉકટરને તેડી લાવવા દોડયો.

બીજી બાજુ તમામ દાગીના હસ્તગત કરી અરૂણને કેદ કરવા ડિટેકટીવ આગળ વધ્યો પરન્તુ દારૂમા ભાન ભૂલેલા, અને ઉછાછળા મગજનો ઉદ્ધત અરૂણ સમય ન વિચારતા ઉશ્કેરાઈ તેની સ્હામો થયો

"બદમાશ ! ગળેપડુ ! મ્હને ચોર ઠેરવી બેડી પ્હેરાવતા પ્હેલા હમણાજ હુ ત્હને બતાવી દઉ છુ."

"અવિચારી અને ઉન્મત્ત અરૂણે ડિટેક્ટીવ રાઠોડ ઉપર જીવલેણ હુમલો કર્યો પરન્તુ રાઠોડ સાવધજ હતો તેણે એકજ ઠોસાથી અરૂણને જમીનદોસ્ત કર્યો નીચે પડતા અરૂણનુ માથુ ફૂટી ગયુ તે લોહીમા તરબોળ થઈ બેભાન થઈ પડયો ઉભયપક્ષમા રડારોળ થઈ રહી પુત્રી અને જમાઇ ઉભયના એક સાથે છેલ્લા શ્વાસે લીલા તથા બસીધરની મનોવ્યથાનુ ચિત્ર ! સહૃદય વાચક ! તુજ કલ્પી લેજે

ડૉકટર સત્વર આવી પ્હોચ્યો અરૂણની નાડ તપાસવામા આવી ડૉકટરે જણાવ્યુ કે -" આરોપીએ પુષ્કળ દારૂ પીને લીવર બગાડી નાખ્યુ છે એને હાર્ટડીસીઝનો રોગ થઇ આવ્યો છે હૃદય બધ થઇ જવાની તૈયારી છે બચે એમ નથી બાગ્યેજ દશ મીનીટ કાઢે"

અરૂણનો પિતા પોતાની વૃદ્ધાવસ્થામા આ એકનાએક પુત્રનો આઘાત ન સહી શકયો તે બેહોશ થઇ ગયો તેને શુદ્ધિમા આણવાના ઉપચારો થવા લાગ્યા ડૉક્ટરે ઉષાને તપાસવા માડી

અરૂણ પોતાનો છેલ્લો શ્વાસ લઇ રહ્યો હતો રાઠોડે ગજવામાથી પેન્સીલ અને ડાયરી કાઢી મરવા પડેલા અરૂણ પાસે તે બેઠો "મી. અરૂણ ! મરતી વખતે આપને આપના ઉપર આવેલા આરોપ માટે કઇ કહેવુ છે ? તમારી આ છેલ્લી ઘડીએ તમે ઇશ્વરને ઓળખીને સાચુ બોલજો તમારી કીર્તિને કલક

"હા ! ઓહ ! હુ જાઉ છુ.. મી રાઠોડ હુ ખૂની નથી. ચોર નથી આ ઘરેણા કયાથી આવ્યા ? તે નથી ખબર પણ પણ...ઇંદ્રિ વદન ઇદ્રિ વદન હા ! ઓહ ! અરવિન્દા એ લોકોએ મ્હને..."

અધુરી વાત પુરી કર્યા વિનાજ અરૂણનો અમર આત્મા ઉડી ગયો. અરૂણના વૃદ્ધ પિતાએ બહુ બહુ કાલાવાલા કર્યા, પરન્તુ ડિટેક્ટીવ એકનો બે ન થયો અરૂણના શબને પણ તે આરોપી ઠરાવી પોલિસો પાસે ન્યાયદરબારમા ઉંચકાવી ગયો.

બીજી બાજુ બાળવિધવા ઉષાને ડૉક્ટરે ચાપતા ઉપચારો કર્યા નસીબની લાબી દોરીએ તે હોશમા આવી ડૉક્ટરે આશા આપી. અને દુર્ભાગીની ઉષા પોતાના ભાવિમા લખાયલા કષ્ટો વેઠવા ઉગરી ગઈ પરમાત્માની આ કેવી લીલા! જે ઉષાને મરવુ ગમતું હતુ, તે જીવતી રહી, જ્યારે અરૂણની ખોટ હતી, તેનુ અકાળ મૃત્યુ થયુ!

ઉષા બચી હતી. પરન્તુ હવે તે બાળવિધવા હતી એકજ દિવસમા તેણે કુમારિકા, નવ-વધૂ અને વિધવા એમ ત્રણ ભૂમિકા ભજવી લીધી હતી **નસીબની** રંગભૂમિ તે આ!

એક તાજાજ હૃદયાઘાત ઉપર આ બીજો અસહ્ય આઘાત લીલા તથા બસીધર ના સહી શકયા વિધવા ઉષાને પડખામા લઇ લીલા હૃદયભેદક રૂદન કરી રહી હતી જ્યારે મૌનધારી નીચે પડેલી ઉષાની આખમા આસુની એક છાટ સરખી ન્હોતી

ક્રૂર જ્ઞાતિના બધને કરી આવી કેટલીએ બાલિકા આમ ચૅારીમાજ રંડાપો પામતી હશે! પ્રભો! ન્યાતીના આગેવાનોને એવા નિર્દય ધારા (બાળવિવાહ) અટકાવવા સન્મતિ સુઝાડો

અરૂણનો આ અકાળ દેહાન્ત! અને ઉષાનો આ સૌભાગ્ય-સુર્યાસ્ત કોને અવલબાને? આ તમામ ઓ હિન્દુ! સમાજ! ત્હારે ખાતર!



# પુષ્પઃ—૮ મું.

## "કિસ્મતના ખેલ."





સુખાના હૃદયસ્પર્શી શબ્દબાણોએ વિંધાયલો ચંદ્ર ઘર તજી નિકળ્યો શ્રીનગરને તેણે તિલાજલી આપી તે સૂર્યપુર નગરમા આવી ચઢયો યેનકેન ઉપાયે ધનવાન થવુ ! અર્થાત્ પુષ્કળ પૈસો ભેગો કરવો ! એજ હવે તેના જીવનનુ એક માત્ર ધ્યેય હતુ

બહુ બહુ રખડયો, બહુ બહુ શોધ કરી, બહુ બહુ વિચાર્યું, પરન્તુ એકાએક વિના પરિશ્રમે પૈસાદાર થવાનો એકે રસ્તો તેને ન જડયો એક વેળા આજ વિચારમા ઘૂમતો તે એક સદ્રિયામ રસ્તા ઉપરથી પસાર થતો હતો, એવામા સૂર્યપુરના શ્રીમત શેઠ નવીનચંદ્રની ઘોડાગાડી ત્યાથી પસાર થતી હતી સ્હામેથી આવતી એક મોટરકારનુ ભય—સૂચક ભુગળુ વાગવાથી ઘોડા ભડકયા, અને શેઠ તથા કૉચમેન સાથે ઘોડાગાડી ભયમા આવી પડી આ વખતે રસ્તે જતા ચદ્રવદને તેમને તનતોડ મહેનત કરી બચાવી લીધા. શેઠે પોતાના ઉપર ઉપકારકર્તા આ અજાણ્યાને સાથેજ ગાડીમા બેસાડી લીધો ચદ્ર શેઠની સાથે બગલે આવ્યો. કેટલીક પૂછપરછની અને ચદ્રવદને પોતે શ્રી નગરનો રહીશ હોઇ, વખાનો માર્યો અહીં આવી નોકરીની શોધ માટે રખડે છે, એમ બનાવટી વાત કહી. તેજ દિવસથી ચદ્રવદનના ભાગ્યનો સિતારો ખુલી ગયો. નવિનચદ્ર શેઠે તેને પોતાનીજ પેઢીમા રૂ એકસોના પગારે મ્હોટા મુનિમની જગ્યાએ નીમી તેના ઉપકારનો બદલો વાળી દીધો.

પરન્તુ સંસારની આ પ્રચલિત કહેવત છે કે, "લક્ષ્મી દેખી મુનિવર ચળે." શ્રી ! અને સ્ત્રી. (સૌન્દર્ય) એ બે ચીજો જોઇને ભલા વૈરાગીઓ પણ મન સયમ ચૂક્યા છે. ત્યા પામર ચદ્રની શી ગણુતી ?

વિશ્વાસુ શેઠે ચદ્રની વ્યાપાર ધધામા નિપૂણુતા તથા પ્રમાણિકતા જોઈ દિન પર દિન તેનો પગાર વધારી આપ્યો શેઠ હવે ચદ્રની સાથે એક સેવક તરીકેનુ નહી, પરતુ સગ્ગા ન્હાનાભાઇ જેવુ વર્તન રાખતા હતા શેઠની તમામ પેઢીનો વહીવટદાર હવે ચદ્રજ થયો હતો શેઠ વ્યાપાર તેમજ ઘરની તમામ ખાનગી-ખાસ બાબતોમાં પણ ચદ્રનીજ સલાહ લેતા હતા તેને પોતાના ઘરનાજ માણુસની માફક ગણુતા હતા.

વયોવૃદ્ધ શેઠની નવી પત્નીનુ નામ નિર્મળા હતુ શેઠને આ નૂતન પત્નીથી કેવળ એક બે વર્ષનો બાળક નૌતમ થયો હતો આજ શેઠનુ ઘરસત્ર.

લક્ષ્મીની રેલમછેલ વખારમાં થતી, છતા ચદ્રને ઇશ્વર અને શેઠનો જરા ડર હતો. હજુ સુધી તેની ભાવના પવિત્ર, અને દાનત સાફ હતી પરતુ એવામાં એક અણુધાર્યો પ્રસગ બન્યો. અને તેણે ચંદ્રની પ્રમાણિકતા ચૂકાવી.

કહેવત છે કે -"સુખમા સાભરે સોની, અને દુ ખમા સાંભરે રામ" તદ્દ અનુસાર સુખમા પડતાં પોતાની મૂળ-દશાને ચદ્ર તદ્દનજ ભૂલી ગયો. પોતાની પત્ની ! પ્રતિજ્ઞા ! વગેરે સર્વ કોઇને તે પૈસાના ખણુખણુાટમા વિસરી ગયો. ખરેખર ! મૃત્યુલોકનો પરમાત્મન્ પૈસો છે મૃત્યુપુરીમા કામ, દામ, અને જામનીજ આઠે પ્રહર માળા ફરે છે.

શેઠની અવસ્થા હવે થઈ ચૂકેલી હોવાથી તેઓ માંદા પડયા. આજ ઘણા દિવસ થયા ચંદ્ર શેઠની સાથેજ શેઠને ઘેર જમતો હતો. વ્હેલી સ્હવારમાં શેઠની ખબર લેવા, તથા આવેલી ટપાલ વાંચી સંભળાવવા ચંદ્ર શેઠને બંગલે આવ્યો. શેઠના ઘરમાં ચંદ્ર આ પ્હેલાં પણ વારંવાર આવતો જતો હતો, પરન્તુ હજુ સુધી નિર્મળા સાથે એકાન્તમાં તે કોઈ વખત ન્હોતો આવ્યો. આજ વેળા દૈવસંયોગે-ભાવિના ભૂલાવાએ તે નિર્મળા સાથે એકાન્તમાં આવી ગયો.

પ્રભાતનો પ્હોર હતો. પતિને માટે પવિત્ર હૃદયની સતી નિર્મળા ચ્હા બનાવી રહી હતી પાસેજ ન્હાનકડો નૌતમ ભાગફોડ કરી રમી રહ્યો હતો.

"શેઠને કેમ છે વારૂ ?" આવતાની સાથેજ ચંદ્રવદને શેઠાણીને પ્રશ્ન કર્યો.

"આવો ! સારૂં છે અંદર સૂતા છે જાવ" નિર્મળાએ નિર્મળ હૃદયથી આવકાર આપતાં યોગ્ય જવાબ વાળ્યો.

ચંદ્ર અંદર ગયો. પણ જતાં જતાં તેની આંખો પેલી નિષ્પાપ નિર્મળાની ઉપર એકવાર પુનઃ પલકતી ગઇ. સૂતેલા શેઠે તેને બોલાવ્યો. પાસે પડેલી એક ખુરસી ખેંચી ચંદ્ર તેમાં ગોઠવાયો. આમતેમની થોડી ઘણી વાત કરી ચંદ્ર જવાને માટે ઉઠયો ત્યાં તો નિર્મળા ચ્હાના બે પ્યાલા ભરી ત્યાં લઇ આવી તેને સ્ટૂલ ઉપર મૂકતાં તે બોલી, "બેસો બેસો ! જવાય છે લ્યો આ ચાહ."

વિવેકને ખાતર નિર્મળાએ એક પ્યાલો લઈ ચંદ્રની સ્હામે ધર્યો. નિર્મળા આટલી છૂટથી પતિની હયાતીમાં આ પ્હેલીજવાર ચંદ્ર સાથે બોલી હતી. પોતાના પતિ જે ચંદ્રને ન્હાના ભાઈ જેવો ગણતા હતા, તેજ ચંદ્રને સરલહૃદયા નિર્મળા પોતાના ન્હાના દિયર જેવો ગણતી હતી.

"ના ! ના ! હુ ચ્હા નથી પીતો હમણાજ દૂધ પીને ઘેરથી નિકળ્યો છુ " વિવેક દર્શાવવા ચદ્રે ના પાડી

"મ્હારા સમ ! ચદ્ર ! લે ! તુ હજુ જુદાઇજ ગણે છે ? બાકી અમારે મન તો તુ એક ઘરનોજ માણુસ છે હુ ત્હને ન્હાનાભાઇની માફક, અને આ ત્હારી ભાભી, ત્હને ન્હાના દિયરની પેઠે ચ્હાય છે " શેઠે આગ્રહ અને મમતા એકી સાથે દેખાડતા પોતાની પત્નીનુ પવિત્ર હૃદય પણ સાથે સાથે ઉઘ્મેલી નાખ્યુ

"હા વદનભાઇ ! હવે બહુ માન ન માગો ! લઇ લ્યો " નિર્મળાએ હસતા હસતા પ્યાલો ચદ્રના હાથમા આપ્યો

"લ્યો ત્યારે ! તમારૂ માન રાખુ છુ ભાભી ! તમારો હાથ તે કાઇ પાછો ઠેલાય ?"

હા, ના, કરતા છેવટ ચદ્રે નિર્મળાના હાથમાથી ચાહનો પ્યાલો લીધો કરસ્પર્શ થયો અને એ સ્પર્શેજ ! એ પ્રસગેજ ! ચદ્ર ચમકયો ! (શોકય-પુત્ર વીર કુણાલને રાજતિલક કરવા જતા જેમ સ્પર્શે કરી અપરમાતા તિષ્યરક્ષિતા ભાન ભૂલી હતી, તેમ !) દેવી સ્વરૂપ નિર્મળા ! માતા સમાન (પર-સ્ત્રી માત સમાન) નિર્મળા ! તે તેને કોઇ અન્યજ જણાઇ ઘડી પહેલા **ભાભી** શબ્દ કહેલો હતો, એ પવિત્ર ભાવના નષ્ટ થઈ ગઇ તેની આખો વિકાર ભાવનાથી ઘેરાઇ વીસથી બાવીસ વર્ષની બાલિશપિયેત્ર યુવાન, રૂપવાન નિર્મળાના સૌન્દર્ય-તેજે ચદ્રને આકર્ષ્યો કદર્પે પોતાનુ કુસુમ-બાણુ મારી તેને ઘાયલ કર્યો, જ્યારે શેઠ સર્વથા આ વાતથી અનત હતા બિચારી નિર્દોષ નિર્મળા પણુ આમાંનુ કશું જાણુતી ન હતી.

વિધાતાના નિર્માણને બનતા કયા વાર લાગે છે ? ઘણા દિવસની આવીજ ચાલુ મંદ માંદગી પછી શેઠની તબિયત વધુ બગડી આવી ડૉક્ટરને દા'ડામા બબ્બે વાર બોલાવવામા આવતા. ડૉકટરે અંતે "કેસ હોપલેસ" (નિરાશાજનક રૂપિયો ખોટો છે) હોવાનું જણાવ્યુ શેઠની ઇચ્છાથી સૉલીસીટરને બોલાવવામા આવ્યો શેઠ મરતા મરતા પોતાની લાખ્ખોની મિલ્કતનુ વસીઅતનામુ (Will-વીલ) કરાવવા લાગ્યા

એક તરફ વૈધવ્યના શમણા જોઈ આસુડા વર્ષાવતી નિર્મળા બે વર્ષના નૌતમને ખોળામા લઇ, પતિદેવના પલગમા તેમના માથા પાસે બેસી ભગ્ન હૃદયે બરફ મૂકી રહી, હતી જ્યારે બીજી તરફ સૉલીસીટર મી. નરહરિપ્રસાદ દેશાઇ વીલ તૈયાર કરી રહ્યા હતા તેમની પાસેની ખુરસી ઉપર ચદ્રવદન બેઠો હતો

"લખો, મી. નરહરિપ્રસાદ," શેઠ નવિનચદ્રે ધીરે ધીરે લખાવવા માડયુ, "જ્યા સુધી મ્હારો આ ન્હાનકડો પુત્ર નૌતમ સગીર ન થાય, આ સુધી મ્હારી તમામ સ્થાવર જગમ મિલ્કતના ટ્રસ્ટી તરીકે મી ચદ્રવદન કૂલ વહીવટ કરે"

"શુ ?" સૉલીસીટરના મુખમાથી આશ્ચર્ય ધ્વનિ નિકળી ગયો.

"નરહરિપ્રસાદ! તમે ચમકયા કેમ ? ચદ્રવદન મ્હારો પ્રમાણિક અને સપૂર્ણ વિશ્વાસપાત્ર સેવક છે એના ઉપર મ્હને પૂરતો ભરોસો છે"

"બ્હેન! તમારે કઇ આ વિષયમા કહેવુ છે ?" સૉલીસીટરે નિર્ભાગી નિર્મળા તરફ જોયુ

"ના."

તે દુ ખમા ડૂબી રહેલી આર્ય–અબળા ! બિચારી, આથી વધુ શુ બોલે ? તેને આ વેળા પૈસાની નહી, પરન્તુ મરતા પતિની પડી હતી. તેનો જીવ મિલ્કતમા નહી, પરન્તુ પોતાના જીવન–સૌભાગ્યમા પરોવાયલો હતો. આર્ય–રમણીઓને મન તો "પતિ એજ પ્રભુ! અને પતિ એજ પૈસો"

વીલ તૈયાર થઇ ગયુ. વૃદ્ધ નવિનચદ્રે ચદ્રની ઉપર વિશ્વાસ રાખી તેને પોતાની તમામ લાખ્ખોની મિલ્કતનો ટ્રસ્ટી નિમ્યો તદુપરાત પોતાની યુવાન પત્ની તથા બાળકને પણ તેને આશરે સોપ્યા શી આશાથી ? શુ જોઇને ? તેની પવિત્રતા અને પ્રમાણિકતા ઉપર મુગ્ધ થઇને! કેવળ એક વિશ્વાસ ઉપર ! અહાહા ! "આપ ભલા તો જગ ભલા." સજ્જન પ્રત્યેકને પોતાના જેવોજ જુએ છે

"ભાઇ ચદ્ર !" નૌતમને નિર્મળા પાસેથી ઉંચકી લઇ ચદ્રના હાથમા મૂકતા ઝળઝળીઆ ભરેલી આખે શેઠ બોલ્યા, "આ ત્હારા ભવિષ્યના શેઠને હુ ત્હારા ખોળામા મૂકુ છુ અને આ મ્હારી યુવાન, અનાથ, પત્નીને પણ ત્હારાજ વિશ્વાસ ઉપર છોડી જાઉં છુ એને પીએર કે સાસરામા કોઇજ નથી એ બેઉને તુ ત્હારા માતા–પુત્રની પેઠે પાળજે જેવી રીતે અત્યાર સુધી ત્હે મ્હારી નોકરી નિમકહલાલીથી કરી છે, તેવીજ રીતે હવે પછી પણ પેઢી ચલાવી ધર્મ, નીતિ અને સત્યને માર્ગે ચાલજે પવિત્રતા અને પ્રમાણિકતાની ખરી કસોટી તો હવે મ્હારી ગેરહાજરીમાજ થનાર છે ત્હારા ઉપર મૂકેલો વિશ્વાસ તુ બરાબર જીવનમા ઉતારી બતાવી ઇતિહાસમા અમરકીર્તિ સપાદન કરજે યાદ રાખજે કે ત્હારી નિમકહલાલીનો બદલો ત્હને ઇશ્વર તરફથી જરૂર મળશેજ. તેની સાથે એ પણ યાદ રાખજે કે, "માણસને પોતાના ભલા બૂરા પ્રત્યેક કાર્યો માટે એક દિવસ એ ન્યાયી નિરજન સમક્ષ જવાબ

દેવાનો છે. આ વૃદ્ધના મરતી વખતના બોલ નહી ભૂલતો પાપ કરતા ડરજે વિચારજે, કે દુનિયામા ઇશ્વર ! એ નામની એક ન્યાયમૂર્તિ છે !"

ખોટા સોગન ખાઈ ચન્દ્રે પરમાત્માના પવિત્ર નામને પણ અપવિત્ર કરી શેઠને વિશ્વાસ બેસાડયો મરતા શેઠના હાથમા ચન્દ્રે વચન આપ્યુ પત્ની, પુત્ર અને પૈસાને ચન્દ્રની પ્રમાણિકતા, પવિત્રતા અને વિશ્વાસ ઉપર છોડી શેઠે પ્રાણ છોડયા બીજાજ દિવસથી ચન્દ્ર શેઠની તમામ મિલ્કતનો વહીવટદાર થયો કોડી વગરના કગાલ ભટકતા ચન્દ્રની કીંમત કિસ્મતના ખેલે આજે એકાએક કરોડોની થઈ ગઈ પરન્તુ એ કોના બાપની હતી ? એનો ખરો વારસદાર તો દિન પર દિન મ્હોટો થતો હતો

"શેઠની શિખામણ ઝાપા સુધી" મરતી વખતના શેઠના કરૂણ શબ્દોએ ચન્દ્રનુ દિલ પિગળાવ્યુ હતુ તેનામા પાછી પવિત્ર-ભાવનાનો ઉદય થયો હતો પરન્તુ તે થોડા વખતને માટે દૂધની માફક એ આવેલો ઉભરો, શેઠની મરણક્રિયાને સોળ દિવસ થતાજ પાછો બેસી ગયો. નિર્મળાની સૌન્દર્ય-છબી તેના હ્રદયમા પાછી રમી રહી

એકાન્ત મળતા તેણે એક વાર નિર્મળા પાસે પોતાની પુનર્લગ્ન માટેની હ્રદયેચ્છા જાહેર કરી પરન્તુ ખાનદાનના સતાન નિર્મળાએ તે ધિક્કારી કાઢી ચન્દ્ર જાહેરમા તો આ અપમાનનો બદલો કોઈ પણ રીતે લઇ શકયો નહી, પરન્તુ તેના હ્રદયમા સદાને માટે આ ડખ લાગી ગયો.

એજ વખતે તેને એકાએક પોતાની પત્ની સુધા ! અને તેની પાસે લીધેલી પ્રતિજ્ઞા સાભર્યા. નિર્મળાને રસ્તે રખડતી ભિખારણ બનાવી, પોતાના અપમાનનુ વેર વાળવા તેણે તમામ મિલ્કત ઉઠાવી પલાયન કરી જવા વિચાર કર્યો પણ આ મિલ્કત હાથ કરવામા નૌતમ વચ્ચે આડખીલી તરીકે નડતો હતો.

* * * *

# ઝેરની પ્યાલી.

ચીત્ર બીજુ.

ફો. હરીલાલ છગનલાલ બુકસેલર.



શ્રી નવજીવન પુસ્તકાલય, ટાવર રોડ-સુરત.

કોણ? તમે એક વિશ્વાસઘાતી?

વધુ માટે વાંચો પૃ. ૭૧

મધ્યરાત્રિના સુમારે ચદ્ર પોતાના માર્ગમા નડી રહેલા કટક ગૌતમને ઠાર કરવાના નિશ્ચયે નિર્મળાના શયનાગારમા ઘૂસ્યો બે વર્ષનો બાળક ગૌતમ માતાને બાઝી પલગમા પોઢી રહ્યો હતો લાખ્ખોના કુમળા-ઉછરતા વારસદાર ઉપર ચદ્રની આખો ન્હોટી ગજવામાથી ચળકતો ધારદાર ચપ્પુ નિકળ્યો પૈસાને માટે નિર્દોષ બાળકનુ ખૂન કરવા, લોહી પીવા, તે નીચ ! વિશ્વાસઘાતી, દૂધ પાઇને ઉછરેલો સાપ ! તૈયાર થયો

પરન્તુ જેને રામ રાખે ! તેને કોણ ચાખે ? ચદ્રનુ ચપ્પુ મારવા જવુ, અને નિર્મળાનુ ઉંઘમા પાસુ ફેરવવુ, એ ઉભય ક્રિયા એક સાથેજ થઇ ગઇ ચદ્રના અપવિત્ર હાથ સાથે પાસુ ફેરવતી નિર્મળાનો હાથ ઉંઘમા અચાનક અથડાયો કોઇ વ્યકિતના સ્પર્શે નિર્મળાની ઉંઘ ઉડી ગઇ તે જાગી ઉઠી ચદ્રને હાથમા ચપ્પુ લઇ પોતાના પુત્રને મારવા આવેલો જોતાજ તેની આખોમાથી અગારા વરસી રહ્યા તે પલગમાથી નીચે ઉતરી લાલ આખોએ ભવા ચઢાવી તે પ્રબળા અબળા ગર્જી

"કોણ ? તમે ! ચદ્ર ! વિશ્વાસઘાતી ?"

પરન્તુ ચદ્ર શુ બોલે ? તેની જીભ સીવાઇ ગઇ તેનુ પાપી અતકરણ તેને કરડવા લાગ્યુ હાથ ધ્રુજવા લાગ્યો જીન્દગીમા ચદ્ર આ પ્હેલવ્હેલુજ પાપકર્મ કરી રહ્યો હતો, તે વિધવા નિર્મળાના વિમલવદનની દેવાશી કાન્તિ પ્રતિ જોઇ રહ્યો તેનાથી એ પવિત્ર-કીરણો ન સ્હેવાયા એ તેજોમય દિવ્ય-પ્રકાશ તરફ વધુ વાર ન જોવાયુ

"કેમ બોલતો નથી ?" ઉશ્કેરાયલી નિર્મળાએ હવે માનસૂચક સબોધન ફેરવી, શેઠાણીની માફક સેવકને ધમકાવવો શરૂ કર્યો. "આવી મોડી રાતના ત્હે કોની રજાથી ? અને કઇ નીચ આશાથી મ્હારા આ એકાન્ત શયનખડમા પગ મૂકયો ?"

પરન્તુ ચંદ્ર કશુય ન બોલ્યો તે નીચુ જોઇ ચુપચાપ ઉભોજ રહ્યો. આ બધું સાભળી રહ્યો

"મ્હાર જા. બદમાશ ! કાલ સ્હવારે ત્હારી વાત" નિર્મળાએ તેને દ્વાર દેખાડયું

છતા ચ દ્રે ચરણ ન ઉપાડયા ક્રોધથી નિગળતી નિર્મળાએ હવે તેને ખભેથી પકડી હલાવ્યો "મ્હેરો છે ? સભળાતુ નથી ?"

"નિર્મળા ! તુ દૂર થા હુ. "

"તુ ખૂન કરવા આવ્યો છે કેમ ? લાવ એ છરી .." નિર્મળા હરકેરાયલી દશામા ચદ્રના હાથમાથી ચપ્પુ ઝુટાવવા ગઈ ઝનૂને ભરેલા ચ દ્રે ખેચતાણમા આવેશમા આવી જઇ એ નિર્મળાની છાતીમા ઘોચી દીધી પ્રેમઘેલી માતા પુત્રને બચાવતા લોહીમા તરબોળ થઇ, ગતપ્રાણ એવી જમીન ઉપર તૂટી પડી. પડતા પડતા તેના મુખમાથી એક કારૂમી ચીસ "બચાવો." નીકળી ગઇ આ બનાવ અણધાર્યો અને આખના પલકારામા બની ગયો.

આજ વખને પાસેના ઓરડામા સૂતેલી દાસી શેઠાણીની ભયાનક ચીસે ત્યા દોડી આવી લોહીવાળા કપડા અને જેના હાથમા ચપ્પુ છે, એવા ચદ્રને તથા નીચે પડેલા રૂધીર–તરબોળ નિર્મળાના શબને જોતાજ દાસીના રૂ વેરૂવા કમ્પી ઉઠયા ચદ્રનો હાથ આ વખતે નોતમના ગળા પાસે હતો

"ઓહ ! કોઇ દોડો ! આવો ! આવો" ભયકર હત્યાકાડ જોતાજ દાસીએ ભયના માર્યા બુમરાણ કરી બ ગલો ગજાવી મૂક્યો.

ચંદ્રના હાથમાંથી દાસીના આ ધોધારે ચપ્પુ એકાએક સરી હેઠે પડી ગયો તેની પીઠ ફરી સ્હામે દાસીને ઉભેલી જોતાજ તે થરથર્યો. પોતાનું અઘોર પાપકર્મ પકડાઇ, અને જોવાઇ ગયું છે, એ એકે સપાટે તેના મગજમાં ઉતરતાજ તે બ્હીધો દાસીને પણ ઠાર કરવા તે જીવ ઉપર આવી પાછો છૂરી ઉપાડી દોડયો પરન્તુ એકજ પગલું આગળ ! અને તે અટકી ગયો. થરથર ધ્રુજતી દાસીની જગ્યાએ બે હાથ જોડી મસ્તક નમાવી ઉભી રહેલી સુધા તેને દેખાઇ

આ ભ્રમ હતો થરથર ધ્રુજતી દાસીની જગ્યાએ કેમ જાણે તેની પવિત્ર પત્ની તેને આ અઘોર પાપકર્મ કરતા વારવા ન આવી હોય ! પાપી દીલ ડર્યું તે બે ડગ પાછળ હઠી ગયો ઇશ્વરની લીલા શું નથી કરી શકતી ?

એક વર્ષે પાછી બીજી વાર તેને સુધા તથા ઘર સાભર્યાં પત્નીની અદ્રસ્ય છાયામૂર્તિ તેણે જોઇ દાસી તેને સાક્ષાત્ સુધા-સ્વરૂપ લાગી બીજીજ પળે હાથકડી લઇને આવતા પોલિસોના ભણકારા સંભળાવા લાગ્યા તેની નજરે ઠેર ઠર નિર્મળાનુ ભૂત દેખાવા લાગ્યુ. ફાસીના વિચારે ! અને વૉરંટના ચિતારે તેની શકિત હરી લીધી એટલામા દાસીની ચીસોએ નીચે સૂતેલો શેઠનો વૃદ્ધ વફાદાર પહેરેગીર-ભૈયો ત્યા દોડી આવ્યો સમય વિચારી ચંદ્ર ત્યાથી મુઠ્ઠી વાળી જીવ લઇને ન્હાઠો. બારણું તેણે બ્હારથી બંધ કરી દીધુ

પાસેના ઓરડામાજ નિર્મળાના વસ્ત્રાલંકારનુ કબાટ હતુ તેમાંથી અમૂલ્ય વસ્ત્રો તથા તમામ અલંકારો તેણે બ્હાર કાઢયા. તેની પોટલી બાંધી. તે એક શ્રીમાન સદ્‌ગૃહસ્થના ફેશનેબલ વેશમાં શ્રીનગરને રસ્તે ન્હાઠો.

આ બાજુ દાસી પાસેથી બાતમી જાણતાજ ભૈયો પોલીસ ચોકીએ દોડયો પોલિસના ઉપરીએ તાબડતોબ આવી સઘળુ જોયુ દાસીની જુબાની લઇ તે નૌતમ, દાસી તથા નિર્મળાના શબને પોલિસની સભાળ હેઠળ મૂકી ચદ્રના નામનો વૉરંટ કઢાવી તેજ પળે તેની પૂઠે પડયો

એકજ ગાડીમાથી ચદ્રની પાછળ પોલિસનો ઉપરી પણ પોતાના ત્રણ કોન્સ્ટેબલો સાથે શ્રીનગર ઉતર્યો કારણકે રાત્રિની કોઇ પણ આગગાડી ન હોવાથી ચદ્રને સ્હવાર સુધી સ્ટેશનેજ ખોટી થવુ પડયુ હતું એટલેજ પોલિસનો ઉપરી તેની સાથે થઇ જવા પામ્યો ચદ્ર ન્હાસીને પોતાને ઘેર આવ્યો તેણે સુધાને ત્યા ન જોઇ 'પીએર ગઇ હશે," એ સત્ય અટકળ બાધી તે એજ વેશમા બસીધરને મકાને –પોતાને સાસરે ગયો

તેની પાછળ પાછળ પોલિસો પણ બસીધરને મકાને આવ્યા એ પછી 'લગ્નમા વિઘ્ન." નામક પુષ્પમા કિસ્મતના ખેલે ચદ્ર તથા સુધા બને ગીરફ્તાર થયા એ આપણે વાચી ગયા

* * * * *



# પુષ્પ:-૯ મું.

## "દગાનો ભોગ."



વેશ્યાગામી અને મદિરાભક્ત અરૂણુ તે ઉષાનો વિવાહિત ભાવિ-પતિ હતો ગર્ભશ્રીમતનો એકનો એક પુત્ર હોવાથી તે અત્યત લાડકોડમા ઉછરી બગડયો હતો લક્ષ્મી અને સરસ્વતીનુ પરાપૂર્વથી પ્રચલિત એવુ વૈર અરૂણુને માટે સર્વાશે સત્ય હતુ કારણુ ? આ મધપુડા રૂપી અરૂણુ ઉપર ચોવીસે કલાક ગણુ-ગણુનાર મધમાખી રૂપે તેના મિત્રો સસ્કાર તેમજ સદ્‌ગુણુરહિત હોઇ સો વસા સ્વાર્થી, મૂર્ખ, અને વ્યભિચારી હતા

જેમા ઇંદ્રિવદન કરીને એક ખાનદાનમા ખપતો, અરૂણુનો જીગર-જાન મિત્ર હતો લગ્નનો દિવસ નક્કી થયા પછી અરૂણુના પિતાએ પોતાના વયમા આવેલ પુત્રને રૂ. ૫૦૦૦૦)ની રકમ તેની ભાવી પત્નીને માટે મનગમતા વસ્ત્રાલકાર ખરીદી લાવવા આપી હતી ભોળા દિલના અરૂણે નિષ્કપટ હૃદયે આ વાત વેશ્યા અરવિન્દાને ત્યા મદિરાની પ્યાલી પીતા પીતા ઘેનમાને ઘેનમા આ વાત ઇંદ્રિવદનને કહી દીધી.

પછી શું પૂછવુ ? ઇંદ્રિવદન અને અરવિન્દાએ એકસપ કરીને અરૂણુને પુષ્કળ દારૂ પાઇ સીસામા ઉતારી બેઘડીમા ખાલી કરી નાખ્યો. વેશ્યાના ઉપલક મીઠા શબ્દો, અને વિષભર્યાં ચુબનો તથા નયનકટાક્ષોમાં

છેતરાઈ, લલચાઇ, જોતજોતામા અરૂણે એ તમામ પૈસા ફના કરી દીધા "પિતાજી પૂછશે, હિસાબ માગશે, ત્યારે હુ શુ કહીશ ?" એવો પ્રશ્ન જ્યારે જ્યારે અરૂણ કરતો, ત્યારે ત્યારે " થઈ રહેશે. " કહી અરવિન્દા અને ઇંદ્રવદન તેને એ વાત ભૂલાવી નાખતા

લગ્નનો આગલો દિવસ નિકટ આવી લાગ્યો અરૂણના પિતાએ અરૂણ પાસે આવેલા પૈસાનો હિસાબ તથા વસ્ત્રાલકારની ઉઘરાણી કરી. "સાજના આવી જશે" કહી અરૂણે પિતાને ઉડાવ્યા. હવે અરૂણની ધીરજ ખૂટી ગઇ "સાજના પિતાને શો જવાબ દઇશ ? એ વિચારે તે મુઝાયો અરવિન્દાની આ વિષયમા સલાહ લેવા તે એને ઘેર જવા નિકળી પડયો

સુજ્ઞ પાઠક! અત્રે ત્હને સ્વાભાવિકજ એ શકા ઉદ્ભવશે, કે જ્યારે અરૂણ એના બાપથી આટલો બધો ડરતો હતો, ત્યારે તેનો પિતા તેને વેશ્યાગામી થતા, અને દારૂ પીતા કેમ ન અટકાવી શકયો ? પ્રત્યુત્તરમા કે'વાનુ એટલુજ કે હમેશા પ્રાણુ અને પ્રકૃત્તિ સાથેજ જાય છે શ્વાનપુચ્છ ખટ માસ પર્યંત જમીનમા દાટયા છતા સીધુ નથી તે નથીજ થતું સાત તાળામા ગોધ્યા છતા શખિની સ્ત્રી કુ-પથે ગયા વિના નથી રહેતી. અરૂણના સબધમા પણ તેમજ હતુ પિતાની ધમકીઓથી ડરી વારવાર અરૂણ તેમની આગળ પુન એ પાપ પથે પગ ન મૂકવા ભિષ્મપ્રતિજ્ઞા લઈ પાછો મૂકતો. મનમા પણ ઘણી વાર દ્રઢ નિશ્ચય કરતો પરન્તુ બીજીજ પળે જ્યા ઇંદ્રવદન આવે, ત્યા હિમત હારી જતો પ્રતિજ્ઞા ઢીલી થઇ જતી પિતાથી છાનોમાનો પાછો અરવિન્દાને ત્યા જતો. અતે કરનાર આગળ કહેનારનું કેટલું ચાલે ? તાડના ચઢનારને તે ક્યા સુધી ટેકો દેવાય ? કહેવત છે કે "ચોરનારની ચાર, અને જોનારની બે."

એને બોધ દઇ દઇ અને સમજાવી સમજાવીને એ તે વૃદ્ધ પિતા બિચારો હાર્યો વયમા આવેલ અરૂણુ પણ હવે ઘરમાથી વારવાર ચાલ્યા જવાની બ્હીક બતાવતો હતો. જેથી બાપે તેને કંઈ કે'વુ છોડી દીધુ મૂળથી લાડમા ઉછરેલો ! અને વળી વૃદ્ધાવસ્થામા વશ રાખનાર આ એકજ કૂળદીપક એટલે એનીજ ઉપર અમુનખરાયની તમામ આશા હતી. ઘરમાં રોજનો કલેશક કાશ કરવો તેને ન રૂચ્યો, અને તેથીજ અ તે હારી, સુધારવા માટે આ વ્હેલા વ્હેલા લગ્ન લઇ નાખવાનો તેણે વિચાર કરી નાખ્યો

* * * * *

શ્રીનગરના શ્રીમાન શેઠ સુમનચન્દ્રની કિશોરકન્યા "શારદા" દરરોજ સાંજે બગીચામા સખીઓ સાથે ફરવા આવતી હતી શારદાની ઉમર તેર વર્ષની હતી. એકાએક એજ સાંજે એજ બગીચામા અરવિન્દા પણ ઇદ્રિવદન સાથે ઘોડાગાડીમા બેસી ફરવા આવી ચઢી. બને એક બેન્ચ ઉપર ગોઠવાઈ વાતે વળગ્યા.

એવામા અરવિન્દાની નજર સખીઓ સાથે આથે બાગમા ડાહીનો ઘોડો રમતી સ્વરૂપવાન શારદા ઉપર પડી. ઈદ્રવદનને તેણે એ છોકરી પોતાને કામની છે એમ સમજાવી ઉપાડી લાવવા કહ્યુ

ડાહીનો ઘોડો રમતી "શારદા" પણ ત્હેના ભાવી–લેખે પાસેનાજ ઝાડને ઓથે સતાવા આવી. આવી સેકડી બાળાઓને ઉઠાવી ગૂમ કરનાર ઇંદ્રિવદનને શી વાર ? તેણે ક્લૉરોફોર્મવાળો રૂમાલ પાછળથી જઈ શારદાને નાકે દાબ્યો. બેભાન બાળાને ઉંચકી અરવિન્દા અને ઇંદ્રિવદન ગાડીમા બેસી ન્હાઠા

આ બનાવ વિમળા નામની શારદાની એક સખીએ જોઇ લીધો. બંધ ગાડીમા બેશુદ્ધ શારદાને ઉપાડી જઇ ન્હાસતા અરવિન્દા તથા ઇદ્રિવદનના મોઢા તેણે જોઈ લીધા

સાથે આવેલા ગાડીવાન તથા ભૈયાને તેણે શ્વાસભેર ખબર કરી ગાડીવાને પોતાની ગાડી એ ગાડીની પાછળ દોડાવી મૂકી. ભૈયાએ જઈ શેઠને ખબર કરી.

શારદા શ્રીમાન પિતાની એકની એક પુત્રી હોવાથી તેના અંગ ઉપર કીમતી અલંકારો હતા કાનમા હીરાના કર્ણફૂલો, હાથમા મોતીની બંગડીઓ, નાકમા હીરાની વાળી, ગળામા ચંદનહાર, આંગળીએ હીરાની વીંટી, અને પગમા ઝાંઝર મળી લગભગ પચાસથી સાઠ હજારનુ ઘરેણુ શારદાના અંગ ઉપર હતુ અરવિન્દાએ ઈંદ્રવદનની મદદથી શારદાને પોતાને ઘેર લઇ જઇ પલંગમા સુવડાવી. તે પછી તેને ભાનમા લાવવા માટે ચાપતા ઇલાજો લેવામાં આવ્યા

પરન્તુ શારદાનો અને અરવિન્દાનો ઉભયનો દિવસ વાંકો હતો અરવિન્દાએ શારદાના કપાળ ઉપર હાથ મૂકયો, તો તેનુ શરીર તેને ઠંડુ જણાયુ કલૉરોફોર્મની હદથી વધુ અસર નાજુક હૃદય ઉપર થવાથી શારદાની શ્વાસોચ્છ્વાસની ક્રિયા બંધ થઇ, હૃદય અટકી ગયુ હતુ તે આ લોકને છોડી ગઇ હતી.

શારદાના આવા અણધાર્યા મૃત્યુએ ઉભય પાપાત્માઓ ગભરાયા શબને પલંગ ઉપર કપડુ ઓઢાડી ઢાંકી દઇ, તેઓ "હવે શુ રસ્તો લેવો ?" એ વિચાર કરવા બ્હાર આવ્યા બરાબર એજ વખતે પત્નીના ઘરેણાને માટે વિચાર કરતો અરૂણ ત્યા આવી લાગ્યો

અરૂણના આવતાજ વાત બંધ થઈ અરૂણે ઇંદ્રિવદન તથા અરવિન્દાને પોતાના પિતાને આપેલો સાજનો વાયદો કહ્યો "હવે ઘરેણા માટે શુ કરવું ?" તે પ્રશ્ન ઉપર વાતો થવા લાગી અરૂણે એક વાર વેશ્યાને કહ્યું

"વ્હાલી અરવિન્દા ! હાલ થોડા દિવસ માટે તુ મ્હને ત્હારા ઘરેણા ઓઢીના આપ વહુ પરણીને મ્હારે ઘેર આવશે, એટલે હું એને સમજાવી એ બધા પાછા લઈ આવીશ એક વાર લગ્ન થઈ ગયા પછી ગમે તે થાય, એની મ્હને દરકાર નથી."

પરન્તુ ચાલાક વેશ્યાએ વિધ વિધ બ્હાના બતાવી એ વાત ઉડાવી દીધી. અ તે અરૂણના અત્ય ત કાલાવાલાએ અરવિન્દાએ ઈંદ્રવદનને આઘે લઇ જઈ તેના કાનમા એક ગુપ્ત વાત કરી.

"શારદાના અગ ઉપર કીમતી ઘરેણા છે, તે બધા ઉતારી હુ એને મ્હારા છે, કહી ઓઢીના આપુ તો કેમ ?" અરવિન્દાને યુક્તિ સુઝી આવી.

"પણ ..જો પકડાયા તો ?"

"છૂટી પડવુ આરોપ એનેજ માથે ઢોળી દેવો."

નક્કી થઇ ગયુ અરવિન્દાએ અ દર જઇ પોતાનુ એક કોરૂ અમ્બર, તથા સુન્દર પોલકુ અને શારદાના અગ ઉપરના તમામ ઘરેણા લાવી અરૂણને આપતા, નયનો નચાવતા કહ્યુ

"જુઓ. વ્હાલા અરૂણ ! તમે મ્હને પ્રાણથી પણ પ્યારા હોવાથીજ હુ આ મ્હારા કીમતી વસ્રાલકાર તમારી આબરૂ સાચવવા થોડા દિવસ માટે ધીરૂ છુ પણ એક શર્તે ! એ બદલ તમારે મ્હને એ પાછા આપતી વખતે રૂ ૧૦૦૦૦) નો એક મોતીનો હાર વધારે અપાવવો. તમારા લગ્નની ખુશાલીમા હો !"

"એમા શુ ? કબૂલ ! કબૂલ."

"જોજો ! ઘરવાળા આવે એટલે અમને રખે ભૂલી જતાં !" વેશ્યા અરવિન્દાએ ચપળ નયનનો ચાળો કર્યો.

"અરે તું તે કંઇ ભૂલાય ? પ્હેલા તું ને પછી તે."

"ત્યારે કહો જોઉં ? તમારા લગ્નની ખુશાલીમા તમે મ્હને શુ આપવાના છો ?"

"તુ ખૂશ થાય તે પછી કઈ છે ?"

"ના રે ના! મ્હારે તો બીજુ કઇજ જોઇતુ નથી હુ પૈસાની ભૂખી નથી હુ તો તમારા પ્રેમનીજ પ્યાસી છુ દર્શનનીજ ભૂખી છુ. તમે રોજ અહીં આવ્યા કરો, એજ મ્હારે મન તો ભયો ભયો"

વેશ્યાની આ કૃત્રિમ સોનેરી, અને મીઠી શબ્દ જાળમા, તથા સૌન્દર્ય મોહમા અરૂણુ ગાડો ઘેલો થઇ ગયો એક મધુર ચુબન લઈ તે વસ્ત્રાલંકાર સાથે ઘેર પ્હોચ્યો પિતાના ચરણોમા તે ધરી દીધા અમુલખરાય એ સર્વ જોઈ ખૂશ ખૂશ થઇ ગયા લગ્નને દિવસે પ્રભાતમાજ એ બધુ ઉષાને માટે મોકલાવી દેવામા આવ્યુ

આ બાજુ ગાડીવાને પોતાની ગાડી પાછળ ગાડી દોડાવી છે, એ વાત ઇંદ્રિવદન કે અરવિન્દા ન્હોતા જાણુતા ગાડીવાને દૂરથી એ ઘર જોઇ લીધુ તે શેઠને બગલે પાછો દોડયો

આ આગળ ભૈયાએ તમામ વાત શેઠને જણાવી દીધી હતી. સુમનચદે તાબડતોબ પોતાની ઓળખાણુના પ્રખ્યાત ડિટેકટીવ મી. શઠોડને બોલાવી મગાવ્યા ત્યા ગાડીવાને આવી ઘર જોઇ આવ્યાની ખબર આપી પોલિસપાર્ટી અને ગાડીવાનને સાથે લઈ શઠોડસાહેબ વેશ્યાના ઘરની જડતી લેવા ઉપડયા.

ગાડીવાને દૂરથી ડિટેકટીવ શઠોડને વેશ્યાનુ ઘર બતાવ્યુ". શઠોડ પોલિસો સાથે અરવિન્દાના મકાનમા જઇ લાગ્યા. આ વખતે કાળા કામનો કરનાર ઇંદ્રવદન ત્યા ન હતો ડિટેકટીવે બનેલી તમામ બીના વેશ્યાને ટુકાણુમા સમજાવી, ઘરની જડતી લેવાનો પોતાનો વિચાર જણાવ્યો.

"પોતે હવે પકડાઈ જશે." એ બ્હીકે વેસ્યા અરવિન્દાએ શારદાના ખૂનનો આરોપ અરૂણુ ઉપર ઢોળી પાડવાનો પ્રપચ રચ્યો. તેણે ડિટેકટીવને કહ્યું "જી! તમારી વાત કડક ખરી છે શારદા કોણુ? એ તો હું નથી જાણુતી પણુ હા! હમણા એક બાર તેર વરસની સૌન્દર્યવાન છોકરીને લઇ આ શહેરના પ્રતિષ્ઠિત શેઠ અમુલખરાયના પુત્ર અરૂણકુમાર અહીં આવ્યા હતા"

"તે કયા છે?"

"પેલા રહામા ખડમા" અરવિન્દાએ આગળી કરી.

રાઠોડ એ ખડમા ધસ્યા પલગ ઉપરથી શારદાનુ શબ પકડાયુ. શારદાના પિતા સુમનચદ્રને ટેલીફોન કરી ત્યા બોલાવવામા આવ્યા. તેમણે પોતાની પુત્રીને ઓળખી. રડતાં રડતા તે પાગલ પિતા બોલ્યો, "આજ! આજ મ્હારી શારદા! ડિટેકટીવ સાહેબ! એના અગ ઉપરનુ ઝવેરાત પણુ ખૂનીએ ઉતારી લીધુ છે"

તેમને આશ્વાશન આપતા રાઠોડે વેસ્યા અરવિન્દાને ત્યા બોલાવી "બાઇ! સાચુ બોલજે અરૂણુકુમાર તો અહીં નથી."

"ત્યારે કોણુ જાણે! હમણા તો હતા કદાચ પકડાઇ જવાની બ્હીકે બારી કુદી પાછળના ભાગેથી ન્હાસી ગયા હશે"

"ઠીક! આ છોકરીને તેઓ લઇ આવ્યા, ત્યારે તે જીવતી હતી?"

"ના! આવીજ બેહોશ અવસ્થામા હતી."

ક્લોરોફોર્મના અતિ–પ્રમાણે તેનુ મ્હોત નિપજ્યુ છે. એમ રાઠોડે તેના પિતાને સમજાવ્યું ડિટેકટીવ રાઠોડે તે પછી વેસ્યા અરવિન્દાના મકાનની ચારે બાજુ પ્હેરો મૂક્યો. (નજરકેદ) સુમનચદ્ર રડતા રડતાં પોતાની પુત્રીના શબને લઇ ઘેર આવ્યા,

ડિટેકટીવ રાઠોડની મહેનતથી સર્વે જાતની શમની સરકારી તપાસ થઇ ચૂકયા પછી, શારદાના મૃતદેહને બાળવાની રજા મળી તે પછી બીજે દિવસે મેજીસ્ટ્રેટ પાસે અરૂણકુમારના નામનો વૉરંટ (પરહેજનો પરવાનો) મેળવી, ડિ. મી રાઠોડ સુમનચંદ્રને લઇ અરૂણને ત્યાં આવી પ્હોચ્યા 'તેઓ તો લગ્નને માટે બંસીધરને ત્યા ગયા છે,' એ ખબર મળતાજ તેઓ બસીધરને મકાને આવી લાગ્યા

આ દુનિયામા વેશ્યા કોની થઇ છે? પોતાને અને પોતાના ધંધા-દલાલ ઇંદ્રવદનને બચાવી લેવા અરવિન્દાએ શારદાના ખૂનનો, અને ચોરીનો આરોપ નિર્દોષ અરૂણ ઉપર ઢોળી દીધો પરન્તુ ન્યાયી નિરંજન એને કેમ છોડે? રાઠોડને 'આમા અરવિન્દાનો પણ હાથ છે,' એમ શક જવાથી તે પણ નજરકેદ થઇ

બરાબર ચોથા મંગળ વર્તાયા પછી તરતજ ડિ રાઠોડ સુમનચંદ્રને લઇને બસીધરના માડવે આવી પહોચ્યા શારદાના પિતાએ પોતાની પુત્રીના ઘરેણા ઉષાના અંગ ઉપર પ્હેરાવેલા ઓળખ્યા અરૂણે પોતે એ પ્હેરાવ્યા છે, એમ કબૂલ કરતાજ તેનો બંદિવાન થવાનો વારો આવ્યો દુશ્મનનો! અરે સ્નેહી અને પ્રાણપ્રિયે અરવિન્દાના દગાનો ભોગ થએલો! નિર્દોષ અરૂણ નિષ્કપટભાવે રાઠોડની સ્હામે થયો, અને માર્યો ગયો જેનુ શબ પણ મી રાઠોડ જુમાની નોંધી કોર્ટમા હાજર કરવા લઇ ગયા

આવા કેટલાયે નિર્દોષ યુવાનો! કુસંગતને લઇ આવા નીચ કાવત્રાખોરના દગાનો ભોગ થતા હશે!



# પુષ્પઃ—૧૦ મું.

## "દોષિતને ફાંસી."



સૂર્યપુરના ન્યાયાલયમાં આજે ચંદ્રવદનનો ન્યાય થવાનો હતો લોકોના ટોળેટોળા ન્યાયાલયની નીચેના મેદાનમાં જમા થઇ ગયા હતા યોગ્ય સમય થતા ન્યાયાધિશે આવી પોતાની જગ્યા લીધી.

ગુન્હેગાર સુધા–ચદ્રને લઇ પોલિસનો ઉપરી ત્યાં આવી પ્હોંચ્યો. સરકાર પક્ષના વકીલે ગુહનેગારને સવાલ પૂછવા શરૂ કર્યાં સૌથી પ્હેલા પોલિસના એ અમલદારની જુબાની લેવામા આવી.

અમલદારે જણાવ્યુ કે, "સ્વર્ગસ્થ શેઠ નવિનચંદ્રના વિધવા શેઠાણી નિર્મળાગૌરીના ઘરનો નોકર મ્હારી પાસે આવ્યો, તેવોજ હુ પોલિસો સાથે તેમને ઘેર જઇ પ્હોંચ્યો ગુહ્નેગાર આ વખતે ન્હાસી ચૂકયો હતો અમે મોટરમાં બેસી તેની પાછળ પડયા. દાસીની નિશાનીઓ ઉપરથી મ્હેં મી ચદ્રવદનને ફેશનેબલ પોશાકમાં ન્હાસતો જોઇ લીધો એણે શ્રીપુરની ટીકીટ કરાવી તેની. ખબર કાઢી, હું પણ એની પાછળ પાછળ શ્રીપુર ગયો પરન્તુ મ્હારી અત્યત અજાયબીની અંદર જ્યારે હુ મી બસીધરના મકાનમા ચદ્રવદનને પકડવા ગયો, ત્યારે આ બાઇ કે જેઓ એમના પત્ની છે, તેઓના અંગ ઉપર ચોરાયલો માલ હતો ખુન તથા ચોરી બંનેનો આરોપ તેઓ પોતે કબુલે છે. મ્હને આમા સમજણ ન પડવાથી હું એ બંનેને અત્રે લઇ આવ્યો છું.

" વારૂ ! મી. પટેલ ! (અમલદાર) તમે શું ધારો છો ? ખૂની અને ચોર કોણ છે ? "

" ચંદ્રવદન. "

" સાબીતી ? "

" મી ચંદ્રવદનની એકાએક ન્હાસભાગ, શેઠાણી નિર્મળાનુ ખુન, અને મુદ્દામાલનો પુરાવો પછી બીજુ શુ જોઇએ ? "

" તે સિવાય કંઇ ? "

" ખૂનીને ખૂન કરતો અને ન્હાસતો નજરોનજર જોનાર શેઠાણીની દાસી અત્રે હાજર છે "

તે પછી પેલી દાસીને બોલાવવામા આવી તેણે જોયેલી તમામ બીના કહી સંભળાવી તે પછી ભૈયાજીની પણ જુબાની લેવાઇ દાસીએ ચંદ્રવદનને ખૂની, અને ચેર તરીકે ઓળખી, સુધાને ઓળખતીજ નથી, એમ જાહેર કર્યું

" મી. ચંદ્ર ! હવે તમે આ બાબતમા શુ કે'વા માગો છો ? " ન્યાયાધિશે ચંદ્રને હવે પૂછ્યુ

"સાહેબ ! એ મ્હને પૂછો હુ ખૂની છુ ચોર છુ તેઓ આ વિષયમાં કશુંજ જાણતા નથી " સુધા પતિને બોલવાની તક સુદ્ધા ન આપતા બોલી પડી.

" કેવી રીતે ? "

" મ્હારાથી રીસાઇ, ક્રોધે ભરાઇ મ્હારા પતિદેવ મ્હને છોડી ગયા. હુ મ્હારા પિતાને ત્યા જઇ રહી. એટલામાં મ્હારી બ્હેનના

લગ્ન નક્કી થયા. આ મગળ પ્રસગે મ્હને મ્હારા નાથ સાંભર્યા. તપાસ કરતાં મ્હને ખબર મળી કે મ્હારા પાત સૂર્યપુર નગરના શેઠ નવિનચદ્રને ત્યા છે મ્હે મ્હારા સ્વામીનાથને સમજાવી, પટાવી, વિનવીને તેડી લાવવા છૂપે વેશે ત્યા જવા નિશ્ચય કર્યો એ અરસામા મ્હે એમનુ નામ મૃત શેઠના બાળકપુત્ર ગૌતમના ટ્રસ્ટી તરીકે છાપામા બ્હાર પડેલુ વાચ્યુ હુ રાતોરાત સુર્યપુર ગઇ પરન્તુ ત્યા મ્હે કઇ જુદુજ જોયુ "

"શુ ?"

સુધા જુઠુ બોલતા કપી, છતાં તેણે આગળ ચલાવ્યુ "મ્હારા પતિની પાસે મ્હે એ નફ્ફટ ,નધવા શેઠાણીને પ્રેમ યાચના કરતી જોઈ જોતાજ ક્રોધાવેશમા તેનુ ખૂન કરી નાખ્યુ મરતા મરતા શેઠાણીએ ચીસ પાડી મ્હારા પતિએ મ્હારા હાથમાથી ખજર ઝુટવી લીધુ હુ જોડેના ખડમા ન્હાઠી. તેજ વખતે આ દાસી ત્યા દોડી આવી મ્હારા પતિના હાથમા પેલી છરી જોતાજ એણે તેમને ખૂની ધારી લીધા, અને બૂમ પાડી આ બધુ હુ બારણા પાછળ સતાઇને જોતી હતી"

"દાસી ! ત્હે મી ચદ્રને ખુન કરતા જોયા હતા ?"

"ના જી પરન્તુ જ્યારે હુ ચીસ સાભળી દોડી આવી, ત્યારે મ્હારા શેઠાણી લોહીથી તરબોળ થઇ જમીન ઉપર પડયા હતા, અને એમના હાથમા છરી હતી. તેઓ પલગ પાસે જઇ રહ્યા હતા"

"ઠીક ! ત્યારે એમણેજ ખૂન કર્યું એમ તુ કેવી રીતે કહી શકે છે ?"

"એમના કપડા અને હાથ લોહીવાળા હતા, એ ઉપરથી."

"એ નહી બને સુખાના હાથમાથી છરી ઝૂટવતા એ ડાઘ એને પડી જાય ! એ સભવિત છે" "વારૂ બાઇ ! તમે આગળ ચલાવો પછી શું થયુ ?"

"પછી મ્હારા પતિ પણ પકડાઇ જવાની બ્હીકે ન્હાઠા એમની ના છતા મ્હારો જીવ માયામા લલચાયો પાસેના ખુલ્લા પડેલા શેઠાણીના કબાટમાથી કીમતી વસ્ત્રાલકારો કાઢી–ચોરી તેની પોટલી બાધી અમે બને ન્હાઠાં સ્ટેશને આવ્યા પછી એમને નોતમના ટ્રસ્ટી તરીકેના વીલની નકલ ભૂલી ગયાની યાદ આવી તે લઇ આવવા મ્હારી ના છતા એઓ પાછા દોડયા તેઓ આ લોભે ટ્રેઇન ચૂકયા હુ મ્હારા પિતાને ત્યા પ્હોચી ગઈ "એઓ બીજી ગાડીમા-આવી લાગશે," એમ ધારી હુ બ્હેનના લગ્નમા મ્હાલવા એજ કીમતી વસ્ત્રાલકારો પ્હેરી સજ્જ થઇ ગઈ તેઓ રાતભર સુર્યપુર રોકાઇ સ્હવારની ગાડીમા શ્રીપુર આવી પ્હોચ્યા આગળથી ખબર હોવાથી તેઓ મ્હારા પિતાનેજ ત્યા આવ્યા મ્હને એ ચોરાયલા વસ્ત્રાલકારોમા જોઇ "પાછળ પોલિસ આવે છે." એ ખબર આપી એટલામા આ અમલદાર સાહેબ આવી પ્હોચ્યા"

"મી પટેલ ! આ બધી વાત સાચી ?"

"સાહેબ ! બધી તો કેમ કહેવાય ? પરન્તુ એટલું તો ખરૂ કે સ્હવારે મી ચદ્રવદન એકલાજ આગગાડીમા બેઠા હતા મ્હે પણ તપાસ કરીનેજ શ્રીપુરની ટીકીટ લીધી હતી અને એજ ગાડીમા એમની પૂઠે જઈ પહોચ્યો હતો."

"બાઇ! તમારી વાત ઘણેઅ રો સભવિત અને સાચી લાગે છે વારૂ ! તમે આ બધુ સોગનપૂર્વક કહી દેવા તૈયાર છો ?"

"ખુશીથી "

'મી. ચદ્ર ! તમે કેમ કઇ બોલતા નથી ? તમે જે વીલની નકલ લઇ આવ્યા, તે કયા છે ? રજુ કરો "

"સુધા ! સુધા ! હવે હદ થઇ "

ચદ્ર કઇ આડુઅવળુ બોલી ગોઠવેલી બાજી બગાડી નાખે, તે પ્હેલા તો સુધા બોલી પડી, 'ખબરદાર ! નાથ ! જો તમે કઈ બોલ્યા તો ! તમને મ્હારા સોગન છે" ન્યાયાધિશ સાહેબ ! એ વીલ મ્હારીજ શીખવણુથી એમણે પાછળથી ફાડી નાખ્યુ હતુ "

"એમ કેમ ! બાઇ ! આમા કાંઈ ભેદ છે"

"જી ! હુ જાતેજ ગુન્હેગાર છુ, છતા એમની ઇચ્છા જુઠુ બોલી મ્હને બચાવી લેવાની છે"

"સાહેબ ! આ તદ્દન ખોટી વાત છે એક તરકટ છે ખરો ગુન્હેગાર તો હુજ છુ " ચદ્ર હવે બોલ્યો

"મુદ્દા માલનો પુરાવો પણ મ્હારી પાસેથી નીકળ્યો છે હુ આપને વિનતી કરીને કહુ છુ, કે મ્હારા પતિ નિર્દોષ છે એઓ મ્હારા પ્રતિના અનન્ય પ્રેમને લઇનેજ આમ જુઠુ બોલે છે. તમે મ્હને ન્યાય આપજો"

"આમા કઇ સમજાતુ નથી વરૂ ! તમે બને અહી આવો. આ ગીતા હાથમા લ્યો."

સુધા અને ચન્દ્રે ગીતા હાથમા લીધી તે પછી ન્યાયાધિશ બોલ્યા, "તમે બન્ને એટલુ તો જાણી શકો છોને ? કે તમારા હાથમા એક હિન્દુધર્મનુ પવિત્રમા પવિત્ર પુસ્તક શ્રીમદ્ ભગવદ્ ગીતા આપવામા આવેલુ છે"

"જી હા."

"તો ચાલો બાઇ ! તમે પ્હેલા એના સોગન લઇ તમારા બોલેલા બોલની ખાત્રી કરી આપો."

સુધા—(સ્વગત) હિન્દુ-ધર્મ કહે છે કે, "ગીતા એજ પ્રભુના વચન !" શ્રીમદ્ ભગવદ્ ગીતામાં ભગવાન મૂર્તિમત છે. જ્યારે એજ હિન્દુ સમાજનો એજ હિન્દુ ધર્મ કહે છે, કે "પતિ એજ પરમાત્મન્" છે ધર્મસંકટ ! આમા મ્હારે કોનો પક્ષ કરવો ? કઇ આજ્ઞા પાળવી ?

"કેમ બાઈ ! શુ વિચારો છો ?"

(સ્વગત) "કઇ નહી પ્હેલા પતિ ! પછીજ ગીતા" (પ્રકટ) "ન્યાયાધિશ સાહેબ ! હુ ગીતાના સોગન ખાઇને કહુ છુ કે—મ્હારા પતિ તદ્દન નિ"

"બસ ! સુધા ! દેવી ! મ્હારે માટે ! એક અધમ, પાપી, ખૂની, ચોર પ્રાણીનો જીવ બચાવવાને ખાતર તુ હિન્દુ ધર્મના પવિત્ર પુસ્તક ગીતાના સોગદ લઇ, એને સદાને માટે હાસીપાત્ર ન કર એનુ અન્ અંકિત મૂલ ! એનુ આદર્શભર્યું ઉચ્ચ સ્થાન ! ગૌરવ ! અને મહત્વ ન ઓછુ કરી નાખ. ત્હારૂ દેવીત્વ ! અને સતીત્વ જુઠુ બોલી ન નષ્ટ કર. ગીતાના સોગંદ ખાઈ જુઠું બોલતાં પહેલા એટલો વિચાર કર, કે

કે જે સ્ત્રી સતી હોવાનો દાવો કરે છે, તે કોઇ દિવસ પ્રાણ જતા પણ જુઠું બોલતી નથી તે ગીતાના એટલે સાક્ષત્ પ્રભુના મહામંત્રોને ઠોકરે મારતી નથી. મનમા તો પાપ ત્હેં કરી નાખ્યુ છે. તેનું ફળ ત્હને ભોગવવુજ પડશે. પરન્તુ વચનમા હજુએ પાપ કરતા અટક. એજ મ્હારૂ કે'વુ "

"તો શુ એક સતી સ્ત્રી પોતાના પતિને ફાસીએ લટકતો જોઇ શકે છે ?"

"હા ! એનુજ નામ ખરી પતિ-ભકિત ! સુધા ! એવા સમયે સતી પતિ-પૂઠે પ્રાણદાન દઈ શકે છે "

"પરન્તુ ! તમેજ ન્હોતું કહ્યુ, કે આ પાપકર્મમા મૂળ કારણભૂત હુ છુ આમા મ્હારોયે ભાગ છે "

"છે, અને રે'શે પરન્તુ તે શેમા ? જુઠુ બોલવામા નહી. શિક્ષા સહન કરવામા."

"ના ના. આખીયે શિક્ષા સહન કરવાને લાયક હુજ છુ. હું સોમલ ખાઇશ."

"સુધા ! સુધા ! આ શુ કરે છે ?"

"આપને કડવા શબ્દો કહ્યા બદલ ઘોર પ્રાયશ્ચિત્ત ! અબળા-જન્મનો ઉદ્ધાર ! પતિ-ભકિત !"

"કયા પ્રકારની ? સુધા ! સુધા ! ત્હને ત્હારો પતિ આજ્ઞા કરે છે, કે તુ ગીતા છોડી દે."

સુધાના હાથમાથી ગીતા સરી ગઇ તે પછી ચદ્ર મ્હોટે અવાજે બોલ્યો "ન્યાયાધિશ સાહેબ ! આ ગીતાના પવિત્ર પુસ્તકના સોગન સાથે હું જણાવુ છુ, કે ચોરી મ્હે કરી છે. ખૂન પણ મ્હેજ કર્યું છે"

"અને આ બાઇ ?"

"હું . હુ " સુધા કઇક બોલવા ગઇ પણ ચક્રે તુર્તજ તેને અટકાવી.

"એક અક્ષર પણ બોલે તો મ્હારા સોગન"

"મી ચદ્ર ! આ બધુ શુ છે ? તમારા બનેમા ખરો ગુહનેગાર કોણ છે ?" ન્યાયાધિશે ચીડાઇને પૂછ્યુ

"હુ—પોતે"

"તો પછી આ બાઇને જુઠુ બોલવાનુ શુ પ્રયોજન ?"

"એ તમે ક્યાથી સમજી શકો ? ઓ ન્યાયાધિશ સાહેબ ! તમે એટલુ તો હિન્દના ઇતિહાસમા વાચ્યુ હશે, કે એક આર્ય–રમણી પોતાના પતિને ખાતર પ્રાણ પણ પાથરવા નથી ચૂકતી"

"પણ એ નિર્દોષજ છે, એની ખાતરી એને સ્વમુખેજ મળવી જોઇએ તમે કહો, એ નહી ચાલે"

"તો મ્હારા સોગન દઈ એને કબૂલાવો"

"બાઇ ! જો ગુહનેગાર તમેજ હો ! તો તમારા આ સ્હામે ઉભેલા પતિદેવના સોગન ખાઇ કહો, કે "ખૂન મ્હે કીધુ છે"

"જે પતિને બચાવવાને હુ આટલુ બધુ કરુ છુ, તેમના સોગન કેમ ખવાય ?

"આવાજ પડશે"

"એ મ્હારાથી કદાપી નહી બને"

"તો પછી તમારા પતિજ ગુન્હેગાર છે, એ વાત કબૂલ કરો."

સુષાની આંખમા હવે આંસુ ભરાયા તે ન્યાયાધીશના ચરણોમાં ઢળી પડી, બોલી, "દયા કરો! માફ કરો! ઓ ન્યાયાધિશ! મ્હારા પતિ ભૂલ્યા છે એમનાથી ભૂલમા આ કાળુ કામ થઈ ગયુ છે હવે તેઓ એ બદલ અંતઃકરણથી પસ્તાય છે આટલી વાર એમને જવા દો. એક ભાગ્યહીન ભિખારણ આજે તમારી પાસે ખોળો પાથરી, ઘુંટણીએ પડી, એટલી ભીખ માગે છે"

"આ ન્યાયની અદાલત છે બાઈ! કાંઈ ભીખ માગવાનુ, કે દાન આપવાનું સદાવ્રત નથી સમજી?"

"તો પછી અર્ધ શિક્ષા મ્હને કરો હુ એમની અર્ધાંગના છુ સુખદુ:ખમા સમાન ભાગીદાર છુ"

"એ શાસ્ત્રાર્થ અહીં અંગ્રેજી કાયદા આગળ ન ચાલે, શિક્ષા ગુન્હેગારનેજ થાય."

"આપ શુ શિક્ષા કરશો?"

"ખૂનને બદલે ફાંસી"

"ઓહ! દયા! દયા! ઓ ન્યાયાધિપતિ! તમે હિન્દુ છો. શિક્ષિત છો સજ્જન છો સમજુ છો. સહૃદય છો. એક આર્યરમણીનું, પતિવ્રતા અબળાનુ, પ્રેમળીનુ હૃદય વાંચી શકો છો, ઉકેલી શકો છો. એની

અંતરપીડા અનુભવી શકો છો સતી સ્ત્રીને મન ગમે તેવા પણ અંતે "પતિ એજ પ્રભુ" કાયા ત્યાંજ છાયા અર્ધાંગ ત્યાંજ અર્ધાંગના જ્યાં એ મ્હારા રામ ! ત્યાંજ તેની આ અભાગીની સીતા !"

"બસ કરો ! બ્હેન ! આમાં હું કંઇજ કરી શકું એમ નથી એ મ્હારી સત્તાની બ્હાર છે એક વખત અંતરમાં પણ જુઠું બોલવાનો વિચાર કરી તમે સતી હોવાનો અધિકાર ગુમાવ્યો છે એ ભૂલતું હવે "

"પણ એનું પ્રાયશ્ચિત હું આવતે જન્મે કરી લઇશ પરન્તુ તમે આ જન્મે આ એક આશાભરી યુવતીની આંતરડીને ઠારી તેનો આશિર્વાદ લઇ લ્યો"

"અત્યારે તો કાંઇ નહી બને છતાં કાલે ઘેર આવજો હું આજેજ તમારા તરફથી બંધવાને માટે દયાની અપીલ વડી સરકારને કરૂં છું જો કે આશા તો નકામીજ છે પછી તો ઇશ્વિર કરે તે ખરૂં ! જેવું તમારૂં નસીબ ! તમે જરૂર મ્હને આવતી કાલે મળજો"

ન્યાયાધીશ ગયા સુધા ભીને નયને ભરથારને ભેટી પડી પોલીસના માણુસો આરોપી ચંદ્રને કારાગૃહમાં લઇ જવા ત્યાંથી ઘસડી ગયા "હાય ! હતભાગ્ય !" કહી સુધા ત્યાંજ જમીન ઉપર તૂટી પડી બેહોશ થઈ ગઇ

અંતે પ્રભુનું ધાર્યું થયું ! ચંદ્રવદન દોષિત ઠર્યો. તેને ફાંસીની શિક્ષા જાહેર થઇ ચૂકી.



# પુષ્પઃ—૧૧ મું.

## "નિર્દોષને મુક્તિ."





શેઠ સુમનચંદ્રની એકની એક કન્યા "શારદા"ના ખુનનો આરોપ દૈવયોગે અમુલખરાયના પુત્ર નિર્દોષ અરૂણ ઉપર આવ્યો હતો. અરૂણની લાશને કોર્ટમા હાજર કરી ડિટેકટીવ મી રાઠોડ સુમનચંદ્ર, સાથે એક બાજુ ખુરસી ઉપર બેઠા હતા બીજી બાજુએ વિમળા, ગાડીવાન, તથા ભૈયાને પણ ત્યા લાવી ઉભા રાખવામા આવ્યા હતા અરૂણનો પિતા અમુલખરાય પણ પોતાની આબરૂને નિષ્કલંકીત ઠરાવવા વકીલ સાથે ત્યા આવી રહ્યો હતો.

જે વિમળાએ શારદાને ઉપાડી ગાડીમા નાખતા ઉભય બદમાશોને જોયા હતા, અને ભૈયા તથા ગાડીવાનને ચેતાવ્યા હતા, તેનીજ જુબાની ઉપર મ્હોટો આધાર હતો. સરકારી વકીલે સુમનચંદ્ર, ગાડીવાન, ભૈયા, તથા મી રાઠોડની નહી જેવી જુબાની લીધા પછી વિમળાને પૂછવુ શરૂ કર્યું

"વિમળા! તુ ક્યા રહે છે?"

"શારદા બ્હેનને ત્યાજ"

"કોની સાથે?"

"શેઠ સુમનચંદ્રને ત્યાજ"

"ત્યા શુ કામ કરે છે?"

"હાઈજ નહી! હું શારદાબ્હેનની દાસી હતી."

"ત્હારા મા-બાપ, ન્યાત-જાત કોઇ જાણે છે?"

"ના"

"વારૂ! શારદાને ઉપાડી જનારાને ત્હે નજરેનજર જોયા છે એમજને?"

"હા"

"કેટલા જણુ હતા?"

"બે એક પુરૂષ અને એક સ્ત્રી"

"તું બનેને હમણા જુએ તો ઓળખી શકે કે?"

"હા કેમ નહી?"

તુતજ મી રાઠોડને આજ્ઞા થતાં વેશ્યા અરવિન્દાને ત્યા હાજર કરવામા આવી. તેને જોતાજ વિમળા પોકારી ઉઠી "આજ આજ.. એ સ્ત્રી"

વેશ્યા અરવિન્દા તો વિમળા પ્રતિ ટગર ટગર જોઇજ રહી. તે પછી રાઠોડે અરણુના શબ ઉપરથી કપડું ખસેડી લીધુ

"અને પુરૂષ આ કે?"

"ના એ તો આનાથી બહુ મ્હોટો ને જાડો હતો એના વાળ નાટકીયા જેવા હતા"

તે પછી વેશ્યા અરવિન્દાની જુબાની લેવાવા માડી

"તમે આ બાબતમા શુ ખુલાસો કરો છો?"

"હુ અરૂણુકુમાર સાથે બાગમા ફરવા ગઇ હતી આ શેઠની કન્યાને તેઓ લક્ષ્મીની લાલચથી બેભાન કરી ઉપાડી લાવ્યા હતા."

"કારણુ?"

"એમની પત્નીને ઘરેણા ચઢાવવાનો પૈસો એમણે ખર્ચી નાખ્યો હતો, એટલે."

"તમારી જુબાની મી રાઠોડ તમારે ઘેર આવ્યા હતા, તે વખતથી જુદી પડે છે વારૂ ! ત્યારે આ છોકરી (વિમળા) કેમ ના પાડે છે? એનુ કારણુ ?"

"તે હુ નથી સમજી શકતી"

"સાહેબ ! મી અરૂણકુમારનો મૃત્યુ-કરાર આ વખતે વાચરો ઠીક થઇ પડશે" રાઠોડે ડાયરી કાઢી

"વાચો એમા શુ લખ્યુ છે ?"

"એમણે પોતાને નિર્દોષ જાહેર કરી, અરવિન્દા તથા ઈંદ્રવદન એમ બે નામ મરતા મરતા સૂચવ્યા છે"

વેશ્યા ચોકી ન્યાયાધિશે આ જોઈ લીધુ તેઓ બોલ્યા, "અરવિન્દા ! એ ઇદ્રિવદન કોણુ ?"

"તે મ્હને શી ખબર ?"

"સાચુ બોલો ! નહી તો.."

"પણુ હુ શુ જાણુ ? જાણુતી હતી એટલુ કહ્યું હવે માનવું ન માનવુ તે તમે જાણો બૈરા માણુસને આમ કોર્ટમા લાવી ડરાવી-ધમકાવીને વાતો કઢાવવી એ "

"બસ કરો ! એ વેશ્યાના ઢોગ અહીં નહી ચાલે. અહીં તો સીધો જવાબ આપવાનો છે" રાઠોડ સાહેબ ધુરકયા.

"એટલે શુ તમે મ્હને ખૂની માનો છો ?"

"ખૂની કદાચ તમે નહી હો, પરન્તુ તેના મદદગાર તો જરૂર છો" રાઠોડે હિમ્મતપૂર્વક જવાબ દીધો

"ખોટી વાત. તમે ભૂલ પડો છો."

"એમ ! સિપાઈ !"

"જી સાહેબ"

"મી ઈંદ્રિવદનને હાજર કરો"

સિપાઈ ઈંદ્રિવદનને લાવવા બ્હાર ગયો. રાઠોડ બોલ્યો, "ન્યાયાધિશ સાહેબ ! મો. અરૂણકુમારે મરતી વેળા ઈંદ્રવદનનુ નામ દીધુ તે ઉપરથી તપાસ કરી મ્હે અરવિન્દાની સાથે ખાસ સબંધ ધરાવનાર ઈંદ્રિવદન નામના મહાશયને એક હોટેલમાથી ચાલાકીથી પકડયા છે મારના ધાકે છેવટ તેમણે તમામ વાત મ્હારી પાસે કબૂલી છે"

એટલામા ધ્રુજતો ધ્રુજતો ઈંદ્રિવદન ફિક્કે મોઢે ત્યા આવ્યો તેના હાથમા લોઢાની બેડીઓ હતી અરવિન્દા આ દ્રશ્ય જોતાજ ધ્રુજી તેના હોશ ઉડી ગયા પરન્તુ પેલી વિમળા તેજ ઘડીએ પોકારી ઉઠી "આજ ! આજ ! શારદા બ્હેનને ઉચકી જનાર"

બધા એને જોઈ રહ્યા ઇંદ્રવદને ખુલ્લે દિલે સત્ય એકરાર ન્યાયાધીશ સમક્ષ કરી દીધો.

આજ વખતે ઘડીયાળમાં બેના ટકોરા પડયા ન્યાયાધિશ અર્ધા કલાકની રજા ઉપર ઉઠયા. ઉઠતા ઉઠતા તેમણે અરૂણકુમારને નિર્દોષ જાહેર કર્યા. મૂક્તિ અને રજા મળતાજ દુ:ખી દીલે અમુલખરાય પુત્રના શબને છેવટના અગ્નિસંસ્કાર કરવા ઉપાડી ગયા.

શારદાને ગૂમાવી બેઠેલા શેઠ સુમનચંદે પોતાની બાલ્યકાળથી પાળેલી પુત્રી વિમળાને છાતી સરસી દાબી શારદાની જગ્યાએ તેનેજ હવે પોતાની પુત્રી તરીકે સ્વિકારી, મન વાળ્યુ શું કરે ? વિધાતાની સ્હામુ થોડુંજ થવાય છે ?



## પુષ્પઃ—૧૨ મું.

### "અરવિન્દાની આત્મકથા."



અર્ધો કલાક પછી કોર્ટ પાછી બેઠી. ન્યાયાધિશના કે'વાથી અરવિન્દાએ પોતાની આત્મકથા કહેવી શરૂ કરી

"હું એક ઉચ્ચ વણીક કોમની કન્યા છુ અમારી ન્યાતમા બળલગ્ન તો થાય છે પુનર્લગ્ન, વિધવાવિવાહ, વગેરે નથી થતા વિવાહ નથી ઓછ ડાતા વૃદ્ધલગ્ન અને કન્યાવિક્રયનુ તો પૂછોજ મા નવ વરસની નાહાન વયે મ્હારા પિતાએ મ્હને મુબાઇના કોઇ એક શ્રીમાન વૃદ્ધ વણીકને વેચી હું ભાવનગર છોડી મુબાઇ નિવાસીની બની મ્હારો ધરડો ભરથાર તેની આ નખ જેટલી વહુને ! પુત્રી કહુ તો પણ ચાલે ! એને સારૂં સારૂ પહેરાવી ઓઢાડી રાજી રાખતો હુ પણ ખાવુ પીવું મળતા પીએરીઆને ભૂલી

વાત વાતમા ત્રણ વર્ષ વીત્યા મ્હને બાર પુરા થઇ તેરમુ બેઠુ હવે હુ ન્હાતી ધોતી થઈ સસારથી પણ કઇક સમજણી થઇ. મ્હને જરા વયમાં આવેલી જોતાંજ એક દિવસ મ્હારા વૃદ્ધ ભરથારે છેડી આ કોને કહુ ? ઘરને ખુણે એકાતમા હું આસુડાના ઢગલે ઢગલા વેરતી ધરડો ધણી જોઇને મ્હારૂ દીલ રોજ બળીને ખાખ થવા માડયું

હવે મ્હારા પતિની કામવાસના પણ વધી. એની છેડખાનીથી હું અને કટાળી. એક દિવસ લાગ જોઇ થોડા ઘણા ઘરેણા ગાઠા હતા, તેની અને સારા સારા વસ્ત્રની પોટલી બાધી હુ ન્હાઠી.

તમે પૂછશો કે કયાં ? હું દરરોજ મહાલક્ષ્મી માતાને મંદિરે ઘરની ગાડીમાં બેસી એકલી દર્શન કરવા જતી ત્યાં રોજ જતાં એક દિવસ મ્હારા દુર્ભાગ્યે હું એક ભૂદેવ સાથે લઢી પડી તે મુઓ દરરોજ "બ્હેન ! પૈસો આપો" કહીને મ્હારો તેમજ દર્શને આવનાર જનાર સારી સારી સ્ત્રીઓના લુગડાનો પાલવ ખેંચતો

એક દિવસ પુષ્કળ ભીડ હતી એણે મ્હારો પાલવ પકડયો. હું એ છટકાવી દર્શન કરવા દોડવા ગઇ તેવોજ છેડો પગમાં ભરાયો હું પગથીઆ ઉપર પટકાઇ પડી માથાનો છેડો વક્ષસ્થાનેથી ખસી ગયો દર્શને આવનાર જનાર લોકોએ, મ્હારી ફજેતીનો આ તમાસો હસતી મુદ્રાએ જોયો મ્હને તો મરવા જેવું લાગ્યું મ્હારાથી રડી દેવાયું મ્હારી આંખોમાં આંસુ ભરાયાં, પણ હું અબળા જાત શું કરૂં ? વાગ્યું એ તો નફામાં

પણ એટલામાં ત્યાંથી પસાર થતો એક અપ-ટુ-ડેટ ફાંકડો લાલ મ્હારી વ્હારે ધાયો પહેલાં તો તેણે પેના મ્હારાજને ખૂબ લીધો તેણે ગળગળો થઇ, એ યુવાનથી ડરી મ્હારી માફી માગી લીધી. આમ મ્હારી અને એ યુવાનની ચાર આંખો એક થઇ એણે મ્હારો હાથ ઝાલી મ્હારી ગાડીમાં બેસાડી મ્હેં એને મ્હારૂં નામઠામ કહ્યું

તે દિવસથી મ્હારૂં મન એનામાં પરોવાયું અમે બન્ને વારવાર ત્યાં મંદિરે મળવા લાગ્યાં પરીણામ એ આવ્યું, કે હું અંતે પાપને પંથે ઉતરી અનીતિને માર્ગે ગઇ

મ્હારૂં પતિવ્રત ખંડાયું, અને એને માટે કોણ જવાબદાર ? ધણીને ત્યાં ભૂખે મરતા કુતરાની નજર વિષ્ટા ઉપર જાય, એ

સ્વાભાવિક છે હુ મ્હારા વૃદ્ધ પતિથી અસતોષિત હતી. એને જોઇને મ્હારા રૂવાડા ઉભા થતા હુ અનાચારમા પ્રવૃત્ત થઇ. એને માટે મ્હને વેચનાર ! કૂવામાં નાખનાર ! મ્હારા માબાપ જવાબદાર છે આ મ્હારૂ પોતાનુ નહી, પણ ખરૂ જોતા એમનુ જ પાપ છે.

એ ભલા યુવાનનુ નામ "સુમન" હતું મ્હારૂં નામ એ વેળા સવિતા હતુ એક વખત મ્હે એમની પાસે મ્હારૂ દુખ રડ્યુ. એમણે મ્હને દીલાસો દેતા આ રસ્તો દેખાડયો હુ પ્રથમ તો કપી. મ્હે એને ચોકખી ના પાડી પણ અત મ્હારૂ દીલ પલટયુ કહેવત છે કે, "સગ તેવો રગ" મુકરર કરેલે દિવસે હુ એની શીખવણી મુજબ મ્હારી વસ્ત્રાલકારની એ પોટલી લઇ મ્હારા પતિનુ ઘર છોડી ન્હાઠી

અમે બને બાગમા એકમેકને મ્ળ્યા એણે ભાડુતી ગાડી કરી અમે બને એમા બેઠા ગાડી એક ન્હાના પણ સુદર મકાન આગળ આવી થોભી અમે બને તેમાથી નીચે ઉતર્યા આ તેનુ ઘર હતુ મ્હને લઇ તે માળ ઉપર ગયો.

તે દિવસથી મ્હે એનુ ઘર માડયુ. પણ દિવસ જતા મ્હને એની ચાલચલગત ઉપરથી ખબર પડી ગઇ, કે એ કોઇ મુબાઇનો મવાલી છે

આ વખતે મ્હને ચૌદમુ વર્ષ ચાલતુ હતુ એ દારૂ પી રાડોને ઘેરથી મોડી રાત્રે આવતો નોકરી-ધધો કરવાનુ તો નામજ ન્હોતુ મ્હારા ઘરેણાગાઠા વેચી એણે છજ માસમા ઠેકાણે કરી દીધા હવેજ મ્હને ખબર પડી, કે "એ આવાજ ધધા કરી, ફાકડા પોશાકોમા ફરી, મ્હારા જેવી અજ્ઞાન, નિર્દોષ બાળાઓને આવે પથે ઉતારી, કાળા કામ ઉપર પોતાનું પાંચ વ્હેતનુ પાપી પેટ ભરે છે."

પણ હુ લાચાર હતી એને કહી કહીને, વિનવી વિનવીને થાકી એ ન સમજ્યા એક દિવસ એ ઘેર આવ્યા હુ એમની પાસે રડતી, રડતી ગઇ મ્હે એમને કહ્યુ, "હવે તો કઇક સુધરો આખ ખોલો! આમ ક્યા સુધી ચલાવશો? મ્હને દા'ડા રહ્યા છે"

"હું ગર્ભવતી છુ" એ સાભળતાજ એ યુવાનના ચ્હેરાનો રગ ઉડી ગયો તે નિષ્ઠૂરહૃદયી મ્હને કે'વા લાગ્યો, "સવિતા! મ્હારી વાત સાભળ તું મ્હને અત્યાર સુધી સારા આબરૂદારનો સતાન ધારે છે, પણ વાસ્તવિકમા એમ નથી હુ એક દુનિયાથી ઉખડેલો, ચોર, વ્યભિચારી અને નિશાબાજ માણસ છુ મ્હારા ભોળા શબ્દમા ભોળવાઇ મ્હારી સાથે તુ પાપને પથે ઉતરી છે હવે જો ત્હને છોકરી થાય, તો મ્હારે તે આપી દેવી, અને છોકરો થાય તો તેને "

"શુ?"

"મારી નાખવો"

"શા માટે?"

"ત્હારી આબરૂને ખાતર "

"આબરૂ હવે રહી છેજ ક્યા?"

"ભલે ત્હારી ન હોય, પરન્તુ મ્હને તો લોકો બહાર શ્રીમાન અને ખાનદાનના ફરજદ તરીકે ઓળખે છે. સમજી?"

"ધૂળ પડી તમારી એ ખાનદાની ઉપર "

આ પાપને પથે ઉતર્યા પછી એજ દિવસે મ્હને ખબર પડી, કે હુ મુબાઇના કે'વાતા મવાલી—ચોરબજારના શાહુકારના હાથમા ફસાઇ છુ. મ્હે હવે રોવુ છોડ્યુ. હુ હિમતપૂર્વક તેની સ્હામે થઈ

"વારૂ ! પણ તમે છોકરીનું શું કરવા માગો છો ?"

"વેચી નાખીશ."

"હેં ! કોને ?"

"વેશ્યાને ! સવિતા ! તું આમ ગભરાઇશ મા અમારો ધંધો આજ કહેવાય છે એના બદલામાં આપણને પુષ્કળ પૈસો મળશે પછી તું અને હું .. "

હું એના વધુ શબ્દો ન સાંભળી શકી "બસ કરો. તમારા જેવા ચાંડાળની સાથે, આ મકાનમાં હવે હું એક પળ પણ રહેવા નથી માગતી"

"તો આ મ્હોટો રસ્તો રહ્યો ચાલતી થા કયાં જવાની છે ?"

"ભીખ માગી ખાઇશ ! સમજ્યા ?"

"બીજું કરવાની પણ શું હતી ?"

એ પછી તે પાષાણ હૃદયી ચાલ્યો ગયો એકલી પડતાં હું ખૂબ રડી મ્હારે હવે શું કરવું ? આવી અવસ્થામાં આશ્રય પણ કયાં જઇ લેવો ? સાસરામાં તો હવે પાછા જવાય એવું રહ્યું જ ન્હોતું મહીઅરમાં માબાપ, પરણેલી છતાં, જાઉં તો ફરી વેચવા તૈયાર થાય એવાં હતાં અત્યારે કોઇ પણ પ્રકારના એક નિશ્ચય વિના હું ભાગ્યને ભરોસે પ્હેરેલા કપડાભેર નિકળી પડી

બાપજન્મે મ્હેં મુંબાઇ ન્હોતું જોયું સાસરાની ઘોડાગાડીમાં બેસી દરરોજ માતાને મંદિરે દર્શને જતી આવતી, એજ રસ્તે જતાં એક સારા માણસને મ્હેં અનાથાશ્રમનો રસ્તો પૂછ્યો. તેની આપેલી નિશાનીથી મ્હેં આશ્રમ શોધી તેના માલીકને મ્હારી આપવીતી ટુંકમાં

સમજાવી, આશ્રય માગ્યો જવાબ રોકડો મળ્યો, "આ અનાથાશ્રમ છે, વિધવાશ્રમ નથી"

તે પછી હુ વિધવાશ્રમમા ગઈ પરન્તુ મ્હારા જેવી વેશ્યાઓને સંગ્રહવાની ત્યાંથી ચોકખી ના પાડી હુ મ્હારા દુર્ભાગ્યને રોતી, માતા પિતા ઉપર અભિશાપની વૃષ્ટિ વરસાવતી, જેમ તેમ ભીખ માગી પેટ ભરવા લાગી મ્હને નવ માસ પૂરા થવા આવ્યા હવે મ્હારાથી રસ્તે રસ્તે ફરી ભીખ માગી શકાતી ન્હોતી હુ અણુજાણી એક વેળા કાંદા-વાડીને રસ્તે ચઢી ગઈ ત્યા એક વેશ્યાની નજર મ્હારા ઉપર પડી.

હુ ન્હોતી જાણતી કે આ એક વેશ્યા હશે ! એણે મ્હને અટારીએ ઉભા ઉભા ઉપર બોલાવી હુ એને સદ્‌ગૃહસ્થની ગૃહીણી ધારી ઉપર ગઈ તેણે મ્હારી વિતક વાર્તા સાભળ્યા પછી મ્હને પોતાને ત્યા આશ્રય આપ્યો બે ચાર દિવસમાજ મ્હે એ મકાનમાં એક પુત્રી રત્નને જન્મ આપ્યો

વેશ્યા આથી હરખાઇ ગઇ તેણે હવે પોતાનુ ધ્યાન મ્હારા લાવણ્યરાશીને ચમકાવવા તરફ વાળ્યુ અને એક રાત્રે એના ઘરનો દેખાવ જોતા, એ કોણ છે ? તથા એનો ધધો શુ છે ? એ હુ સમજી ગઈ હુ સુવાવડનો ખાટલો છોડી આજે પ્હેલી વ્હેલીજ ઉઠી હતી. મ્હે એના રંગ-રાગ જોયા પણ શું કરૂ ? લાચાર ! ભીખ માગી માગી હુ કંટાળી ગઇ હતી વેશ્યાના ઘરમા આવી છુ, એ જાણતા આખા શરીરે પ્હેલા તો મ્હને, કંપ છૂટ્યો પરન્તુ એ ભીતિ પાછળથી દબાઈ ગઇ કે'વત છે કે -"સંગ એવો રંગ, અને અન્ન તેવો ઓડકાર" એના સગે, વાતાવરણે, અને અન્ને મ્હારી બુદ્ધિમાં મલીનતા મૂકી "એમા શું ?" મ્હને થઇ આવ્યું.

એટલામા એ વેશ્યા આવી એનુ નામ "ગૌહર" હતુ તે બોલી "આજથી હવે ત્હને નૃત્યકળા અને સ ગીતની તાલીમ આપવાની છે ઉસ્તાદ આવી લાગ્યા છે. લે આ પોશાક જલ્દી પ્હેરી આગલા ખંડમા આવ."

હુ એના મોઢા અને એ મુસલમાની વેશ્યાના પોશાક તરફ જોઇ રહી પ્હેલીજ પળે મ્હે એને પૂછ્યુ

"તમે મુસલમાન વેશ્યા છો ?"

"નહીરે ! હિન્દુ અને મુસલમાન જેવા ભેદ વળી આપણામા શાના ? જે ઘડી જે પોશાક પ્હેરવા ઇચ્છા થાય તે ખરૂ"

તે દિવસે આ ગૌહરને હુ હિન્દુ-રમણીના વેશમાં દેખી છેતરાઇ હતી. મ્હે હિંમતથી જવાબ વાળ્યો

"હુ કાંઇ નાચવા ગાવા ને બજારમા બેસવા નથી આવી"

"ત્યારે ?"

"પ્રમાણિક રસ્તે મ્હેનત-મજુરી કરી પેટ ભરવા"

પણ મ્હારૂ કોઇએ ન સાભળ્યુ વેશ્યાની મુસલમાન ગુલામડીએ બળાત્કારે મ્હારો ચોટલો છોડી, સુગંધીદાર તેલ નાખી તેની લટો ગૂથી. માહે ફુલો બાંધ્યા. હિન્દુ-સ્ત્રીનો પોશાક શરીર ઉપરથી ઉતારી લઇ મ્હને એણે મુસલમાની પોશાક પહેરાવ્યો. મ્હારા ગળામા દેખાવની મોંઘી મોતીની માળાઓ (ખોટી) પડી કાનમા વેશ્યાના જેવા ચમચમ થતા ઇમીટેશનના કર્ણફુલો, ને નાકમા પોખરાજની નથ દીપવા લાગી. પગમાં

ઘુઘરા બાંધી તે મ્હને શણગારી આગલા ઓરડામા ઘસડી ગઇ વેશ્યાને ત્રાસે મ્હારે પાન ખાઈ મોઢુ અને હોઠ લાલ રંગે રંગવા પડ્યા મ્હારે હાથે પગે મેંદી પણ મૂકાઇ લાલી અને પાઉડરના લપેડા પણ ખૂબસુરત દેખાવા મોઢે લગાડાયા

મ્હારી કુમળી પીઠ ઉપર ચાપખાના સોળેસોળ પડવા લાગ્યા. મ્હને ઉસ્તાદે ગાતાં નાચતા શીખવવા માંડ્યુ મ્હારા ઉપર રાતદિવસ સખ્ત ચોકી પ્હેરો રહેતો

આ દયાહીન પાપાલયમા મ્હે છ માસ વિતાડ્યા હુ નાચવા-ગાવામા પ્રવીણ થઇ પરન્તુ હજુ સુધી ગૌહરે મ્હને કોઈ જાહેર જલસામા અગર મેળાવડામા નાચવા-ગાવા ન્હોતી મોકલી મ્હારૂ શિયળ હજુ ન્હોતુ ખંડાયુ.

થોડે દિવસે મ્હને નાચવાનુ ફરમાન આવ્યુ તે દિવસે મ્હને ખૂબ શણગારી મ્હારૂ નામ "જૌહર" રાખવામા આવ્યુ મ્હારી દેહ જો કે સોના રૂપાથી ઝાકઝમાળ થઇ રહી હતી, પણ મ્હારૂં કાળજુ તો બળી રહ્યું હતુ. મ્હારી આંખોમાથી શ્રાવણ ભાદરવો વહી રહ્યો હતો. આ વખતે આ અભાગીનીને જો કોઇ આશ્વાસનદાતા હોય, તો તે એક મ્હારી ન્હાનકડી પુત્રી હતી

આજ મ્હારો પ્રથમ નાચ હોવાથી વેશ્યા તેમજ તેની સર્વ દાસ દાસીઓ દીવાનખાનુ શણગારવામા પડ્યા હતા મ્હારામા આજ વખતે ઇશ્વરે તર્કશકિત અને હિંમત મૂકી હુ પ્હેરેલા વસ્ત્ર સાથે મ્હારી ન્હાની બાળકીને લઇ એક કાળુ લુગડુ ઓઢી, પાછલે બારણેથી ન્હાઠી.

પરન્તુ રાતના જાઉં પણ ક્યાં? આશરે નવ–દશનો સમય હશે! શિકારીના પંજામાંથી છટકેલી હરણી સમાન હું જ્યાં જવાય ત્યાં જવા કોઇ પણ પ્રકારના નિશ્ચય વિના જીવ લઇને દોડી ખરૂ પૂછો તો મ્હને આ નર્કાલયમાં ખાવા પિવા તથા ઓઢવા પ્હેરવાનું અપૂર્વ સુખ હોવા છતાં મુદ્દલ ગમતું ન્હોતું વેશ્યાનો નિર્દય માર મ્હારાથી ન્હોતો સહન થતો વળી એક વાર પાપને પંથે ઉતરી કડવાં ફળ ચાખી ચૂકેલીની હવે એવા અધમ માર્ગમાં ઉતરવા છાતી ન્હોતી ચાલતી

ઇલેક્ટ્રીક લાઇટોની પૂર રોશનીથી ઝળહળતા એક વિશાળ અને ભવ્ય મકાન આગળ હું આવી અહીં ગાડીઘોડા અને મોટરોની હાર ઉભેલી હતી લોકોની મેદિની પણ બેશુમાર હતી ચીરાતે જીઅરે મ્હેં મ્હારી પુત્રીને ધીરેશથી એક મોટરમાં મૂકી દીધી કઠણ હૈયું કરી તે પછી હું એ મકાનમાં દોડી.

'મ્હારે માલીકને મળવું છે" મ્હેં ટીકીટ ઓફિસમાં જઇ કહ્યું

આ નાટકનું થીએટર હતું મૂલ્યવાન વસ્ત્રાલંકારોથી સજ્જ એક સ્વરૂપવાન રમણીને–મ્હને, ગભરાયલી સ્થિતિમાં જોતાં તે અંજાઇ ગયો તરતજ તેણે એક છોકરાને મ્હારી સાથે મોકલ્યો તે મ્હને એક જાડા સરખા શેઠ પાસે લઇ ગયો. જે થીએટરની અંદરના ભાગમાં–જેને સ્ટેજ કહે છે, ત્યાં ખુરસી નાખી બે ચાર એક્ટરો સાથે ગપ્પાં મારતા હતા

"મ્હારે તમને ખાનગીમાં મળવું છે" મ્હેં જતાની સાથેજ તેમને કહ્યું.

મ્હને જોતાજ તેઓ ઉભા થઇ ગયા. મ્હારી સાથે એક એકાન્ત ઓરડામા આવ્યા ત્યા મ્હેં તેમને તમામ વાત કહી તેમના પગમા મ્હે મ્હારૂ માથુ મૂકી દીધુ

"ત્હારી એ બાળકી ક્યા છે ?" તેમણે મ્હને પૂછ્યુ હુ એમને લઇ પાછી બ્હાર આવી. જે મોટરમા બાળકી મૂકી હતી, તેની તપાસ કરી. તે ત્યા ન્હોતી હુ રડી પડી શેઠે પણ ખૂબ તપાસ કરી, પરન્તુ મોટર કોની હતી? એની ખબર નજ પડી હો-હા-થવાની બ્હીકે શેઠે એ તપાસ માંડી વાળી હું પણ માથે હાથ દઇ બેસી રહી. નાટક-કપનીના આ માલીક તે પછી એક ગાડી ભાડે કરી મ્હને પોતાને ત્યા લઇ ગયા

"એ ત્હારી છોકરીનો પતો ત્હને પછી લાગ્યોજ નહી કે ?" ન્યાયાધિશે પૂછ્યુ.

"ના હજુ સુધી તો નથી લાગ્યો"

"તો પછી ધાર કે હજુ એ છોકરી કદાચ દૈવસયોગે ત્હને મળે, છતા તુ એને શી રીતે ઓળખી શકે ?"

"નહીજ ઓળખાય પરન્તુ ન્યાયાધિશ સાહેબ ! આજે એ વાતને લગભગ તેરથી ચૌદ વર્ષ વીતી ગયા"

"એમ ?"

"જી-હા મોટરમા મ્હારી બાળકીને મૂકતા પહેલા મ્હે બે કામ કર્યાં હતા. એક તો મ્હારા વૃદ્ધ પતિએ મ્હને કરાવી આપેલુ મ્હારી છબી વાળુ સોનાનુ લોકેટ મ્હે એના ગળામા પ્હેરાવી દીધું હતુ, અને બીજુ એના ઝભલાની કૅસને છેડે એક કાગળની ચિટ્ઠી લખી બાધી દીધી હતી."

"તેમા શુ લખ્યુ હતુ ?"

"સમાજના ત્રાસે કરી રાક્ષસી રૂઢીનો ભોગ થયેલ, પાપને પથે ઉતરેલ, એક બાળવિધવાનુ આ પાપ છે આ નિર્ભાગીની જે કોઇને જડે, તે ઉછેરજો"

આટલુ લખી મ્હે એની "સવિતા" નીચે મ્હારૂ ખરૂં નામ સવિતા લખ્યુ હતુ આજ પણ જો એ લોકેટ કે ચિઠ્ઠી મળે તો હુ એને ઓળખી શકુ "

"તો શુ નિર્ભાગીનીની માતા! મ્હારી પોતાની મોટરમા એ છોકરીને મૂકી જનાર, સવિતા! તે તુ ?" મૃત શારદાના પિતા સુમનચદ્ર શેઠ સાશ્ચર્ય બોલી ઉઠયા

"ઓહ્! મ્હારી મા" કે'તાજ ભરી કોર્ટમા વિમળા દોડી વેશ્યા અરવિન્દાને બાઝી પડી

વાચક! સવિતા એજ અરવિન્દા! અને તેની પુત્રી નિર્ભાગીની એજ શેઠે પોતાની મોટરમાથી બચાવેલી બાળા વિમળા! શારદાની દાસી

સમય થઇ ગયો અરવિન્દાની આત્મકથા આવતી કાલને માટે અધૂરી રહી.

અરવિન્દા એ પછી વેશ્યા કેમ થઇ? નાટક-કપનીના માલીકને ત્યાથી શા શા વેશ ભજવી નીકળી ગઇ એ બધુ જાણવા પ્રિય પાઠક! ભાગ બીજો જો



# પુષ્પ:–૧૩ મું.

## " આશાનું કિરણ ! "





ડી રડીને થાકી ગએલ બાળાવિધવા ઉષાની આંખો અત્યારે એકાએક મિંચાઇ ગઈ હતી. ઉંઘમા તે એક સ્વર્ગીય સ્વપ્નુ જોઇ રહી હતી તેનો પ્રેમ-પાત્ર વિનાયક તેની પાસે આવી ( સ્વપ્નામા ) ઉભો રહ્યો હતો. "લગ્ન એટલે શુ ?" એજ પ્રશ્ન તેની નજર સમીપ તરવરતો હતો

" બોલ ! ઉષા ! તુ શુ કે'વા ઇચ્છે છે ? "

" જગતે મ્હને છોડી છે તુ મ્હને સ્વિકાર "

" એતો નહી બને "

" ત્યારે હવે હુ જાઉ છુ "

" કયા ? "

" નર્કાલયમા "

" શુ તુ પતિત થઇ પાપને પથે પળવા જાય છે ? "

" હા "

" હુ આ શુ સાભળુ છુ ? એક વિપ્ર-બાળા વ્યભિચારણી થશે ? વેસ્યાવૃત્તિ સ્વીકારી, કૂળ, કૂખ અને કીર્તિને કલકિત કરશે ? ઉષા ! ત્હને આ ન શોભે ! "

"વિનુ ! જો ઉષાની એટલી બધી દયા આવે છે, તો પછી એને જન્મભર રોતી, કકળતી અને દુઃખ સહન કરતી જોવા શા માટે તૈયાર થઇ રહ્યો છે ? એને સુખી કરવાના ઉપાય તું કાં નથી કરતો ?"

"શું કરૂં ? બોલ ! તુંજ કહે એક વિધવા થયેલ વિપ્રબાળાને આ કમનસીબ કંગાલ યુવક શી રીતે સુખી કરી શકે ?"

"ચોરીમાંથીજ રડાપો મેળવનાર, મ્હારા જેવી બાળવિધવાઓ મહીઅર અને સાસરે કુતરીની માફક હડહડ થઇ તિરસ્કૃત થાય છે અમારી દુર્દશા તો નિહાળો હાય ! સમાજને કંપારી પણ કેમ નથી છુટતી ? ન્યાતના પત્થર હૃદયમાં દયાનો અંશ સરખો પણ કયાં દેખાય છે ? વિનુ ! ત્હને નથી લાગતું ? કે અમારી જેવી જન્મભર આંસુ વરસાવતી હતભાગીનીઓને માટે તો જરૂર કાંઇ ને કાંઇ થવું જ જોઇએ !"

"પણ શું ?"

"લગ્ન ! પુનર્લગ્ન"

"શું ઉચ્ચ બ્રાહ્મણ કોમજ પોતાનો જમજૂનો આદર્શ, અને રીતરિવાજ મૂકે ?"

"એમ હું કયાં કહું છું ? પરન્તુ સમાજનું અપવિત્ર થઇ જતું શિયળધન સાચવે પરધર્મમાં વટલાતું સંઘબળ ટકાવી રાખે અક્ષત-યોનીની બાળવિધવાઓને (અપવાદ તરીકે) ન્યાય આપે એનાથી સમાજનું ગૌરવ નષ્ટ થનાર નથી, ઉલ્ટી સમાજ વધુ આદર્શવાન થશે"

"એ બનેજ કેમ ?"

"તો પછી અપવિત્રતાને પોષો ! પાપીવૃત્તિના ઉત્તેજક થાવ. નિર્દય બની સગ્ગી આંખે અધમ દૃશ્ય બનતાં અવલોકો. અમ જેવી આર્ય બાળવિધવાઓ, અનાચારને પંથે પળી, ગમે તે રસ્તે ન્યાત

જાત ને માતાપિતાનુ નામ અમર કરીએ, એ આખો મીંચી જોયા કરો ! એવો રસ્તો મોકળો કરી આપો. આથી તો ન્યાત અમને પોતેજ પોતાના પાસામા લઈ ન્યાય આપે એ વધુ ઇચ્છવા જોગ નથી શુ ?"

"છે. છતા એમ બનવુ બહુજ અસભવીત "

"તો પછી જાવ. જે સમાજના દિલમા દયા નથી, જે સમાજ પોતાનીજ વહુ–બેટીઓને પાપને પંથે ચઢતી જોવા તૈયાર છે, જે સમાજના નેતા–આગેવાન નિર્બળ મનના છે તે સમાજ ! તે નિર્દય હિન્દુ–સમાજ ! અને તેમા પણ બ્રાહ્મણ જેવી ઉચ્ચ કોમ ! મ્હોટા મ્હોટા આદર્શોની વાતો કરે અફ્સોસ ! એ ન જોઇએ. શુ વિધવા-ઓમા આત્મા નથી ? એમને સસાર–સુખની લાલસા કા ન થાય ? બાળલગ્ન ! એજ શુ એમનો ગુહનો કે ? ના, ના વૃદ્ધ સાસુ સધવા, અને કૂમળી યુવાન વહુ વિધવા ! ચાર ચાર સતાનની માતા સૌભાગ્ય-વતી ચોટલો ચાલ્લો કરે ! જ્યારે ધણીનુ આગણુયે ન ભાળનાર બાળરાડ કાળે લુગડે ફરી, આસુ વેરે ! એ તમારાથી કેમ જોવાય છે ? તમારા હૈયાઓ આ હૃદયભેદક દ્રશ્ય જોતા દયાથી કેમ પલળતા નથી ? શુ અત કરણ અને કરૂણા જેવી વસ્તુજ સમાજમા કે દુનિયામા નથી ?"

"છે પરન્તુ સમાજ એવા લગ્નોમા સમતિ ભાગ્યેજ આપે."

"તો પછી લોકલજ્જા, લોકનિન્દા, અને સમાજનો ભય, અમારે પણ શા માટે રાખવો ? હા ! જો સમાજ અમને ઉદ્ધારવા તૈયાર નથી, અમને સુખી અને હસતી જોવા રાજી નથી, અમારા સુખને માટે કંઇજ કરવા માગતી નથી, તો પછી જન્મભર મહીયર–શ્વસુરના ટોણા ટપલા ખાઇ શ્વાનજીવન ગુજારવા અમે પણ રાજી નથી. ભલે ! સમાજ અમને પાપને પંથે જોવા તૈયાર થાય ! અમને ધિક્કારે ! અમારી

છચ્ચોક વાતો કરે ! જો સમાજ અક્ષતયોનીની વિધવાઓના પણ પુનર્લગ્નમા સમત નથી, પોતાનુ ભૂષણ નથી માનતી, તો પછી ભલે ! આર્યાવર્તની બાલિકાઓ અવળે માર્ગે ચઢે ! એમાજ પોતાનુ ભૂષણ સમજે ! જાવ વિનાયક ! ઉષાને એ શબ્દ કે'વા આવતા પહેલા સમાજનુ હૃદય, અને એના કે'વાતા નામના આદર્શો બરાબર સમજીને-વિચારીને પછીજ આવજો. જ્યારે સમાજને અમ સરખી અભાગીનીઓ માટે કશી પડી નથી, કોઇ જાતની દરકાર નથી, ત્યારે અમારે એની પરવા તે કયા સુધી ને કેટલી રાખવી ? સહનશિલતાની પણ હદ હોય છે સમાજ સમાજને રસ્તે ! અમે અમારે રસ્તે તમે તમારે રસ્તે. સૌ સૌને રસ્તે."

"થોભ ! ચાલી કયા જાય છે ? હુ ત્હને કનકીત તો નહીજ થવા દઉ "

"તો સ્વિકાર ! એજ રસ્તો છે વિનુ ! વિનુ ! તુયે આટલો નિર્દય ! અને નિર્બળ કેમ થઇ ગયો છે ?"

"આ કોટડી, અને આ નગ્ર બને ખાલી કરવા પડશે ન્યાતબ્હાર રહી નિરાધાર થવુ પડશે "

"એમા શુ ? પવિત્ર પ્રેમને ખાતર ! એટલો ભોગ તો બહૂજ ઓછો છે "

"તો ભલે ! આવ ! ત્હારો હાથ હુ ઝાલુ છુ આપણે બને ન્યાતની આંખે ચઢી ન્યાતબ્હાર રહીશુ, નિન્દાઇશુ ને છેવટ સાથેજ મરશુ "

વિનાયકે બાળવિધવા ઉષાનો હસ્ત પકડી લીધો બરાબર એજ વખતે ઉષાની આંખો ઉઘડી ગઇ પરન્તુ અરેરે ! આ કયા સત્ય હતુ ? આ તો એક સુખી સ્વપ્ન હતુ

બાળવિધવા ઉષા સ્વપ્નામા વિનાયક સાથે પુનર્લગ્ન કરી ચૂકી હતી. આશાનુ કિરણ એના હૃદયમા જન્મ્યુ.



## પુષ્પ:—૧૪ મું.

### "લગ્ન એટલે શું?"



**(०)**

"હું" હો! કહો! ઓ જગતકલ્યાણકારી કમળાપતિ! હું બાળવિધવા બની એમા કોનો દોષ? કોનો વાંક?

બાળપણે બાંધી બંધનમા લલાટ ફોડી કીધી રાંક,
હિન્દુસમાજ! પુછુ છુ હુ. કહી દે, એમા કોનો વાંક?
કુસુમકળીને ખીલતી કચડી વાળી નાખ્યો આડો આંક,
દીવો લઇને કૂવે નાખે દીકરી એમા કોનો વાંક?

નિર્બળ નાવિક સોંપી! કહે છે સમાજ! જીવન-નૌકા હાંક,
ભરસિન્ધુમા હોડી ડૂબે (પછી) એમા બોલો કોનો વાંક?
કૂળ, કીર્તિને કોરે મૂકે ચૂકે લજ્જા, કાપે નાક,
અનાચારને પથે ઝૂકે વિધવા એમા કોનો વાંક વાંક?

બોલો! જવાબ દયો! આજ હુ ગાંડી થઇ ગઇ છુ વિધવા બનેલી છુ આખી દુનિયાના રહીશોને આમંત્રણ કરૂં છુ આવો! અને જવાબ દયો! મ્હારે જવાબ જોઇએ છે 'હુ બાળવિધવા બની એમા કોનો વાંક?"

"જો મ્હારા એ સવાલનો જવાબ તમારાથી ન અપાતો હોય, તમને નહી જડતો હોય, તમે નહી આપી શકતા હો, તો મ્હારા આ બીજા સવાલનો જવાબ આપો બોનો, "હુ બાળવિધવા બની એમાં મ્હારો શુ ગુહ્નો ? મ્હારો શુ વાક ?

હા ! બાળવિધવા હુ બની . એમાં શુ મ્હારો વાંક છે ?
ના. ના...ખરૂ પૂછો તો એમા વિધાતાનો છે.

માબાપ જે પરણાવનારા .એ જવાબદાર છે,
આલમ આખી એને કે'શે, એને પ્રશ્ન થનાર છે.

લગ્ન એટલે શુ ? ઢીંગલા ઢીંગલીઓની રમત ? ના...ના સ્વર્ગની સીડી ! મેક્ષનું મંગળદ્વાર ! અમરાપુરીના આછા પ્રતિબિંબ !

સમાજ ! સવાલ એકજ પૂછું ! બોલો ! લગ્ન એટલે શુ ?
અર્થ મ્હને સમજાવો એમાં બોલો ! લગ્ન એટલે શું ?
'લગ્ન" શબ્દનો તમેજ પોતે કહો કે ! અર્થ કરો છો શું ?
"લગ્ન" શબ્દનુ રહસ્ય ઉંડુ સમજાવો સમજો શુ ?

હું એટલુંજ જાણવા માગુ છુ, અને પૂછુ છુ કે—

ક્યા લગનને લગ્ન કહેવું એક દાખલો આપો છો ?
લગ્ન શબ્દની વ્યાખ્યા માગુ જોઉ કે'વી આપો છો ?
રહી ફિલ્સુફી ઉંડી એમા વરનારાઓ ! વાંચો છો ?
એ તો બતલાવો અમને કે લગ્ન તમે કોને કો' છો.

તમારા લગ્ન શબ્દની સંધી કેવી રીતે છૂટે છે ? લગ્નનો અર્થ તમે શુ કરો છો ? લગ્ન જેવી પવિત્ર ઇમારતોના પાયા તમે કેટલા ઉંડા

નાખો છો ? લગ્ન જેવી મજબૂત જમીન ઉપર તમે જીવનની આશાના, મનોરથોના, કેટલા અને કેવાક મહાન-મકાનો, ભવ્ય દુર્ગો ચણો છો ?

કન્યાનો કર માંડવે ! વરને હાથ અપાય,
એવા લગ્નો એ કદી લગન નહી કે'વાય
અણસમજુ જે (બે) તાતણા માબાપે ગૂથાય,
તેના નક્કી માનજો તાર તાર ચૂથાય

લગ્ન એટલે હસ્ત મેળાપ નહી ધામધૂમ, મંગળ પ્રસંગ, અને મિષ્ટાન્નપાણી ઉડાવવાનુ એક ટાણુ નહી. વાહવાહ મેળવવાનુ, પૈસા ઉડાડવાનુ, લાખેણા લ્હાવા લૂટવાનુ, બે ઘડી મોજનુ સ્નાન સરોવર નહી, પરંતુ સમજવાનુ, વિચારવાનુ, અને ઉંડાણમાં ઉતરી મથન કરી મોતી અને રત્નો શોધી લાવવાનુ, મુશ્કેલ જ્ઞાનસરોવર છે એના ઉપર આખી જીન્દગીનો આધાર રહેલો છે લગ્ન એટલે, પવિત્ર-પ્રેમનુ બધન ! પ્રભુતામા પગલુ ભરવુ ! સ્વર્ગીય આનન્દના વ્હેતાં ઝરામાથી બિન્દુનુ પાન કરવા ચઢવુ ! લગ્ન એટલે પ્રભુના દ્વારના પ્હેલા પગથીઆ ઉપર પગ !

તો પછી આવા જવાબદારી અને જોખમ ભરેલા શબ્દની પાછળ માણસે કેટલો વિચાર કરવો જોઇએ ?"

બાળવિધવા ઉષા પ્રથમ પગલે સૌભાગ્યશ્રીને ગુમાવી બેસતા દિવાની દશા ભોગવી રહી હતી તેને જે કોઇ તેના આ એકાન્ત આવાસમાં એ શબ્દ કે'વા આવતું, તેને તે લગ્ન એટલે શું ?" એવા એવા દિવાના, અને ડાહ્યા પ્રશ્નો પૂછ્યા કરતી. કેટલીક વાર તો પોતે

એકલી એકલીજ બડબડયા કરતી કોઇક વાર રડતી, તો કોઇ વાર હસતી આજે વળી તે વિનાયકની એક છબી, કે જે તેણે વિનાયકની પાસે લગ્ન પ્હેલા મેળવી, છૂપી રીતે સાચવી રાખી હતી, તેને સબોધી આ બધુ કહી રહી હતી

"આ જુઓને ! જાણે કે હુ પરણુતાની સાથેજ રાડી એમા મ્હારો શુ ગુહ્નો ? બા, બાપૂ અને બીજા બધાય મ્હને ઓછી આખે કા જોતા હશે વારૂ ? મ્હારા સારા સારા વસ્ત્રો અને અલકારો તેઓએ શા માટે ઉતારી લીધા હશે ? કહે છે કે હુ વિધવા છુ ના ના પરન્તુ હુ તો પરણીજ નથી ને ? કયારે પરણી છુ ? મ્હને તો નથી સાભરતું. પરણી છુ, તો કોની સાથે ? રાડી છુ, તો કોના નામનુ ? બનેજ નહી. દુનિયા કહે છે. બાકી હુ તો નથી માનતી મ્હે પતિના ઘરનો—સાસરાનો ઉમરો સરખો તો જોયો નથી હા બરાબર એનો હાથ ઝાલ્યો, એટલુંજ પણ ઉભા રહો એ પણ મ્હે પ્રેમપૂર્વક, ઇચ્છા મુજબ, કયા પકડયો છે ? કદી નહી તો પછી એ લગ્નજ શાના ? કયાથી કહેવાય ? એને લગ્નજ કોણ કહે ? તમે ભલે કહો બ કી મ્હારા મગજમાતો એ વાત નથી ઉતરતી મ્હે પતિની પસદગી કરીજ નથી મ્હને કોઇએ મ્હારા પોતાના લગ્ન છતા કાઇજ પૂછયુ નથી એ કઇ જાતના લગ્ન વારૂ ? શુ હુ એમને મન હજુ ઢીંગલી જેવી છુ ? લગ્ન કોના થવાના હતા ? મ્હારા કે કોઇ બીજાના ? પરણીને, પતિનો હાથ પકડીને, સાસરે સીધાવીને, તેમની સાથે આખો ભવ કોણ ગાળવાનુ હતુ ? ઘર કોને માડવાનુ હતુ ? મ્હારે. અફસોસ ! એમ છતા મ્હારો તો કોઇએ એ બાબતમા મત, કે અભિપ્રાય સરખો પણ નથી પૂછયો સમતિ પણ નથી લીધી. કોને પડી છે !

*

છોકરીના હાથમાં, કર છોકરીનો આપવો,
અધિકાર કન્યાને (પછી) હૃદયમા એજ વરને સ્થાપવો
જીન્દગીભર એજ ! એને ત્યા પછી વિશ્રામ છે,
આજે અમારા દેશમા તો લગ્ન એનું નામ છે.

બાળક અગર બુઢ્ઢો પછી ! પણ માનવો એને પતિ,
પરણી તરત રંડાવ, તોપણ થાવ વિધવા ! કે સતી.
નિષ્ઠુર હિન્દુ-સમાજ આવી ક્યાય દુનિયામા નથી,
હા ! હિન્દુના સંસારનો જોટો બીજો જગમાં નથી

પરવાનો છે પુરુષને પુનર્લગ્નનો ખાસ,
વિધવાઓના ભાલમા સર્જ્યો રહેવો ત્રાસ
એક પત્ની મરતાં ! પતિ પરણે બીજી નાર,
પ્રમદા વિધવા થાય તો, એને નહી અધિકાર

અને એનુ કાંઇ કારણ ? એ ભેદભાવનુ પ્રયોજન શું ?

શુ પતિ એટલા પૂજ્ય દેવ, ને પત્ની એટલી દાસી,
કે હવે મનુજની ગણતીમાથી નારી-જાતિ ન્હાસી
(શું) પુરુષો આવ્યા પરલોકેથી ! પાતાળેથી પ્રમદા ?
દેવોને અધિકાર બધો પણ દાસીઓને હક ના ?

દેવો ભૂલ કરી શકે, મનુષ્ય અનધિકારી,
પુરુષવર્ગ માથા પર ! જ્યારે પગમાં નારી બિચારી.

સ્ત્રીઓ એટલે સસારમા સુધા ભરનારી ! ગૃહરાજ્યની રાણી, હૃદયદેવી ! એને બદલે આજે દાસી, ચર્ણકિકરી એ તો ઠીક પણ અમે ગુહ્નો શો કર્યો ? અમારા પણ પુનર્લગ્ન થવાજ જોઇએ. અક્ષત-યોનીની બાલવિધવાઓને ન્યાય નહી મળે ! તો પછી એ સમાજના નામ પર ધૂળ નાખી.

અમારામા પણ જીવ છે હો ! અમને પણ તમારી–પુરૂષોની માફક પ્હેરવા–ઓઢવાનુ અને સંસાર–સુખ ભોગવવાનુ મન થાયછે અમે પણ મનુષ્ય છીએ અમને પણ હૃદય છે અમે પણ વાસનાની દાસીઓ છીએ માયાના જાદુ અમારા ઉપર પણ અસર કરે છે સયમ, સન્યાસ, ત્યાગ, અને વૈરાગ્ય કેવળ જગતમા એકલા અમારાજ અભાગીનીઓના નસીબમા નથી સરજાયા તમારો અને અમારો ઉભયનો એમા સરખો હિસ્સો છે વ્હેચો તો ન્યાય, નીતિસર વ્હેચો ભાગ પાડો તો બરાબર પાડો કાયદાઓ–ધારાઓ ઘડો તો બધાને માટે એક સરખા ઘડો. ભિન્ન ભાવો ન જોઇએ એનાથી સમાજ લજવાય છે અમારી કકળતી આતરડીઓના નિશ્વાસથી, અભાગીની આર્ય બાળવિધવાઓના અશ્રુભર્યા અભિશાપથી, ઇશ્વર તમારા ઉપર કદી રાજી નથી રહેવાનો. એટલુ જરૂર તમે બધા ધ્યાનમા રાખજો નક્કી તમારી જીવન–નોધ પોથીના હૃદય–પટ ઉપર ખાસ કરીને સુવર્ણ અક્ષરે નોધી–કોતરી રાખજો."

"લગ્ન એટલે શુ ?" વિનુ તું જવાબ આપ ! આને લગ્ન કહેજ કોણ ? હુ તો ફરી પરણીશજ મ્હારે માટે તો સમાજની મકદૂર નથી, કે ના પાડે ! કે કઇ બોલે ! હુ, અરે ! અપવાદ તરીકે પણ મ્હને તો–મ્હારા જેવીને તો ! સમાજ જરૂર રજા–છૂટ આપશેજ, એટલો તો મ્હને વિશ્વાસ છે.

અને હવે તો હુ ત્હનેજ, વિનુ ! મ્હારા વિનુ ! ત્હનેજ પરણીશ. મ્હારી પોતાની પસંદગીના પતિનેજ પરણીશ. બોલને ! તુ કેમ કાંઈ બોલતો નથી ? તુ મ્હને નહી સ્વિકારે ? ના કહેને. તુ સમાજથી ડરે છે ? ના ના સમાજ મજુરી આપે તો પછી કેમ ? તો તો વાંધો નથીને ? તુ બોલતો નથી ત્હારો વિચારજ લાગતો નથી દુનિયાની સાથે તુ પણ નિર્દય થયો લાગે છે તો જા. દુનિયાની સાથે તુ પણ ચાલતો થઈ જા હું મ્હારૂ ફોડી લઇશ"

ક્રોધાવેશમા દીવાની ઉષાએ વિનુની છબી ફાડી નાખી એટલામા ત્યા લીલા આવી લાગી માતાએ પુત્રીને પાસામા દાબી માતાના ખોળામા માથુ મૂકી ઉષાએ રડી રડી હૃદયનો ભાર ઓછો કર્યો અંતર ખાલી કર્યું માતાના ઉછંગમા એ શ્રમિત ઉષા સહેજ પોઢી ગઇ

પલંગમા ઉશીકાની ઉપર માથુ ગોઠવી, ઉષાને ઉંઘતી છોડી લીલાવતી તેના વૈધવ્ય વદનને અવલોકતી સજળનેત્રે ઓરડો છોડી ગઈ

ઉષા જરા વારને માટે પોઢી ગઇ તેને સ્વપ્નુ આવ્યુ સ્વપ્નામા પણ તે એજ પ્રશ્ન સમાજને પૂછી રહી હતી "કહો ! લગ્ન એટલે શુ ?"

ઉષા ! નાદાન બાળા ! ન્હાનપણમા રાંડી દિવાની બની કેને ખાતર ? સમાજ ત્હારે ખાતર !



સંગીત -: જળસમાધી :- સચિત્ર.

પાચ સુંદર ચિત્રો. ગ્લેઝ કાગળ પૃષ્ઠ ૧૦૮.



વા દેવી શારદા. ચોપાટીનું અદ્ભુત રહસ્ય જાણવા માટે
ફક્ત નવ આનાની ટીકીટ બીડી આજેજ મગાવી લ્યો.

શ્રી નવજીવન પુસ્તકાલય ટાવર રોડ-સુરત.

ઐતિહાસિક **વિનાશીની વામા** સચિત્ર.

ઠા. હરીલાલ જીવણલાલ બુકસેલર અને પબ્લીશર.



શ્રી નવજીવન [illegible]લય

યાને રામનાજાનો સર્વનાશ. પૃ. ૩૫૦

નવ ચિત્રો છતાં મૂલ્ય માત્ર રૂા. હાટ ગ્લેઝ કાગળ રૂા. એ આજેજ મંગાવો